વર્ષ ૧ લું: :નવયુગ ગ્રંથમાળા: પુસ્તક ૩ જું:

# ફાંસી



:લેખક:

પિનાકિન ત્રિવેદી.

નવયુગ પુસ્તક ભંડાર: દેવસાનો પાડો: અમદાવાદ.

વર્ષ ૧ લું ∴ નવયુગ ગ્રંથમાળા ∴ પુસ્તક ૩ જું

# ફાંસી

[ ફ્રાન્સના ક્રાંતિકારી લેખક વિક્ટર હ્યુગોના
Sentence to Death નો અનુવાદ ]



: લેખક :
પિનાકિન ત્રિવેદી

: પ્રકાશક :
નવયુગ પુસ્તક ભંડાર
૫૨૦૯, દેવસાનો પાડો
અમદાવાદ

૧ લી આવૃત્તિ :: સંવત્ ૧૯૮૭

: પ્રકાશક :
જયંતિલાલ રેવાશંકર દોસી
નવયુગ પુસ્તક ભંડાર
દેવસાનો પાડો :: અમદાવાદ



: એજન્ટ :
સી૦ જમનાદાસની કુ૦
બુકસેલર અને પબ્લિસર્સ
પ્રીન્સેસ સ્ટ્રીટ : મુંબઇ નં. ૨

| | |
|---|---|
| વાર્ષિક ફાળે | છુટક |
| ૦-૪-૦ | ૦-૫-૦ |
| ટપાલ ખર્ચ માફ | ટપાલ ખર્ચ જૂદું |

મુદ્રક: ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા :: વસંત મુદ્રણાલય : અમદાવાદ

# નિ વે દ ન

દિવ્યપુરુષની ગૂઢ પ્રેરણાથી ચાલી રહેલા શાંતિમય ધર્મયુદ્ધની રણભેરીનો નાદ ગુજરાતના—અરે ! સારાયે ભારતના—યુવકનું હૈયું વલોવી નાખે છે. એ હૃદયમંથનમાંથી એને અમોલું સ્વાર્પણ-રત્ન પ્રાપ્ત થાય છે અને **येन केन प्रकारेण** માતૃમુક્તિ મેળવવા માટે એનો જ્વલંત આત્મા સર્વસ્વ હોમવા તૈયાર થાય છે. આત્માનું અમરત્વ અનુભવતો એનો માનવ દેહ દરિદ્રનારાયણની ઉન્નતિ માટે મરી ફીટવા આતુર થઇ જાય છે. વ્હાલા વતનને વાસ્તે તો એ વ્હાલાઓના વસમા વિયોગને વધાવી લે છે.

એવા એવા તો અનેક વીરોએ માતૃભૂમિ અર્થે મોતને પણ પ્રસન્ન વદને સ્વીકારી લીધું છે. ફાંસીનો માંચડો એવા વીર-પુત્રોને મન તો માતાના મુક્તિ-મંદિરનો દિવ્ય દરવાજો હોય છે. આત્મભોગ એ તો એનો જીવનમંત્ર હોય છે. એને રોમેરોમ સ્વાતંત્ર્ય-વીણાનું એનેરું સંગીત ભર્યું હોય છે.

સાચો ન્યાય એટલે સત્ય, અને સત્ય એટલે આત્માનો અવાજ—એને અનુસરતા તો એ વિરલ વીરોએ કેટલાંયે લૌકિક કષ્ટોને અલૌકિક રીતે સહન કર્યાં છે. એની પાછળ રહેલું નિશ્ચયબલ-આત્મબલ એ બધાંયે સુખ દુઃખોને તુચ્છકારે છે અને વિશ્વવંદ્ય વીરને પુણ્યપંથે પ્રેરે છે.

સુવિખ્યાત ફ્રેંચ લેખક વિકટર હ્યુગોના એક અપ્રતિમ પુસ્તકનો આ અનુવાદ એમના માનસશાસ્ત્રના અભ્યાસનો સુંદર ખ્યાલ આપે છે. ફાંસી પામેલા એક સજ્જનનું માનસ એ આપણી સમક્ષ ખડું કરે છે.

આ અનુવાદ, હિંદી અનુવાદ " ફાંસી "ને આધારે થયો હોવાથી સસ્તા સાહિત્ય મંડલ-( અજમેર )-નો તેમ કરવાની રજા દેવા બદલ આભાર.

આ પુસ્તક તૈયાર કરવામાં શ્રી ભક્તિપ્રસાદ ત્રિવેદીએ પોતાના ઉપયોગી વિચારો આપવામાં સમયનો ભોગ આપ્યો છે. તેમ જ શ્રી પિનાકિન ત્રિવેદીએ ટુંક સમયમાં ફાંસી તૈયાર કરી આપ્યું તે માટે આ બંને બંધુઓનો તેમ જ મારા મિત્ર શ્રી કનુ દેસાઇએ ટુંક સમયમાં ચિત્ર દોરી આપ્યું તે માટે તેઓનો આભાર માન્યા સિવાય રહી શકતો નથી.

'સરદાર' ની ગરવી ગુજરાતને " ફાંસી " હવે તો જરૂર ગમશે.

દેવસાનો પાડો,<br>
અમદાવાદ;<br>
તા. ૨૪-૧૨-૪૦

જયંતિલાલ દોસી.

# ફાંસી ! !

## ૧

બસ ! આજ પાંચ પાંચ સપ્તાહ થયાં એજ ચિંતા કરી રહ્યો છું. અહર્નિશ હું એકલો અટુલો રહું છું—અને એકલોજ મૃત્યુનો ધીરો ધીરો સ્પર્શ અનુભવું છું—જાણે મ્હારા ગળે કોઈએ દોરનો ફાંસો દીધો ના હોય ! !

પણ હા ! હું કંઇ શરૂઆતથી જ આવો નથી. થોડા દિવસ પહેલાં તો હું એક સામાન્ય મનુષ્યના જેવો હતો; દિવસની એવી એક પણ ઘડી નહોતી કે જ્યારે હું સ્વતંત્ર ન હોઉં. મારું મન પણ એમજ સ્વતંત્ર રહેતું. મારું તરૂણ નિર્મલ મન કોઇ મસ્ત દશામાં વિચરતું. નિયમહીન, શૃંખલાહીન અને કંઇપણ આડખીલી વિનાના જીવનની કલ્પનાજ મને ઘેલો કરી મૂકતી.

સૌન્દર્યભરી યુવતીઓ, જય–પરાજય, આનંદ અને ઉજ્વલ રંગ–શાળાઓ, સંધ્યાની મીઠી છાયામાં સુકુમારીઓના બાહુબંધનમાં સ્વપ્નમય પરિક્રમણ—એવી એવી મોજમજામાંજ મારા એ સુખી દિવસો વીતી જતા. ચિંતાની ગતિથી સ્વાધીન અને સ્વયં સ્વાધીન પણ હતો એટલે પૂછવું જ શું ? ?

પરંતુ આજ? હાય! આજ હું કેદી છું. જંજીરે જકડાયેલો, કેદખાનામાં સડતો કેદી છું. આ બંદીખાનામાં ભરેલો અંધકાર મ્હારા મનમાં જાણે પ્રતિબિંબિત થતો હોય તેમ અંદર પણ ચોમેર અંધકાર ભાસે છે. એક ભીષણ, નિષ્ઠુર હત્યાના કલંકની કાલિમાએ મને ઘેરી લીધો છે. બસ! હવે તો એના વિના મનમાં બીજો કોઇ વિચાર જ સ્ફૂરતો નથી. માત્ર એકજ ચિંતા—એકજ વિચાર મનમાં ભમ્યાં કરે છે—ફાંસીના દોરથી મારું મરણ!!

આ ચિંતા તો મને પ્રેતની માફક ચોમેરથી ઘેરી રહી છે. બીજી કોઇ વાતનો વિચાર સરખો કરવાનો વખત જ ક્યાં છે? હું તો એ વિસરી જવા ઘણુંયે ફાંફાં મારૂં છું—પણ હાય! એ બધુંયે વ્યર્થ છે. એના ભયાનક સ્પર્શ વિનાની મારી એક ક્ષણ પણ નથી જતી.

લાલ ડોળા કાઢી અખંડ જાણે એ મારા તરફ જ તાકી રહી છે, મારી ચારે બાજુ કોઇ ભેદી અવાજ વિષાદ રાગિણી ગાઇ રહ્યો છે અને કદી કદી તો વિદ્યુતના ચમકારા સમું કોઇનું તીવ્રહાસ્ય મારી દષ્ટિસમીપ તરવરી ઉઠે છે. કારાગારની બારીની પેલી બાજુ—એ........! એ કોની આંખો છે? સાક્ષાત્ મૃત્યુની! પ્રેતની જેમ તે મારી ચારે બાજુ ભમે છે—હાથમાં દોર......! છટ્ હું પાગલ થઇ જઇશ.

અચાનકજ ઉંઘ ઉડી ગઇ—લાગે છે કે હમણાંજ કોઇએ મારા મુખ પરથી પોતાની દષ્ટિ ખસેડી લીધી. આ તે સ્વપ્ન કે શું? જેલખાનાના કઠણ પત્થરો પર, દીપકની ઝીણી જ્યોતના આછા પ્રકાશમાં, પૂતળાં જેવા નિરવ

પેહેરેદારો આગળ-દરવાજાના કિનારે કિનારે-કોણ જાણે કોઈક આંટા માર્યા કરે છે. એ એકજ શબ્દ રટે છે-ફાંસી!

## ૨

ઑગસ્ટ માસ છે. નિર્મલ, સ્નિગ્ધ અને સુન્દર પ્રભાત છે. આજ ત્રણ દિવસથી મારા વિચારો શરૂ થયા છે. એ ત્રણ દિવસમાંજ મારું નામ ચારે બાજુ સુવિખ્યાત થઈ ગયું છે. 'કામમાંથી ક્ષણ પણ છૂટા નથી થવાતું' એવી બડાશો મારનાર એદીઓનાં ટોળાં આજે મને જોવા માટે અદાલતના ચોગાનમાં ભીડ કરી રહ્યાં છે. એક શબની આજુબાજુ ગીધડાં લોલુપ દૃષ્ટિથી તાકી રહે તેમ એ બધા આજ મારા માટે ચંચલ અને અધીરા થઇ ગયા છે.

પહેરાવાળાઓની તુમાખી અને જોનારાઓનું આ ટોળું ઓહ! મને તો અસહ્ય લાગે છે.

પહેલાં બે રાત તો મને ઉંઘજ ન આવી. અંતરમાં કોઇ વ્યાકુલ આર્તનાદ અનુભવતો હતો. આ ગંભીર આશંકા શાની હશે! ત્રીજી રાત્રે થાકયો ત્યારે નિદ્રાના મોહસ્પર્શનો પ્રથમ અનુભવ થયો. આવેશમયી નિદ્રા! આહ! એ બધીયે વ્યથા ભૂલાવી દે છે. પેહેરદારના અવાજથી ઉંઘ ઉડી ગઇ. પગમાં ભારે જોડા અને હાથમાં ચાવીઓના લુમખાવાળો એ જાણે સાક્ષાત્ યમદૂત હોય ને!!

મેં આંખો ચોળી ચારે બાજુ નજર કરી! કારાગારની મજબુત કાળી દિવાલ! છાપરા નીચેના હવા આવવાના આકામાંથી આકાશનો કેટલોક ભાગ જોઇ શકાતો. સૂર્યનો પ્રકાશ આકાશમાં પ્રસરી રહ્યો હતો. ખરે! મને એ બહુજ

ગમે છે. હું સહજ બોલી ઉઠયોઃ "વાહ! કેવો મજાનો દિવસ છે!!"

પેહેરેદાર ચુપજ રહ્યો. કદાચ મારી વાતનો ઉત્તર દેવો એને જરૂરી નહિ લાગ્યો હોય.

અચાનકજ એણે શું વિચારીને એકદમ જવાબ દીધો, "હા, ખૂબ મજાનો દિન છે." પત્થરની માફક હું સ્તબ્ધ થઇ ગયો—ચેતનહીનની જેમ હું એ હવા-દ્વાર તરફ ઉંચે જોતાં પુનઃ બોલ્યો "વાહ! કેવું રમણીય પ્રભાત છે!"

એ બોલ્યો, "હા, પણ બહાર તો બધા તને જોવા આતુર થઇ ગયા છે!" એનો આ જવાબ! એણે તો મને કરોળીયાની જાળની માફક પાછો પેલીજ ચિંતામાં ઘેરી લીધો. એ વખતે મારી આંખો આગળ—એ હૈયા વિહોણા લોહી તરસ્યા વિચારકો, એમનાં અપ્રસન્ન ગંભીર મુખ, લોભી સાક્ષીઓનું ટોળું, કાળા જબ્ભામાં સજ્જ થયેલું વકીલ મંડળ, પૂતળાંની જેમ શણગારેલા પેહેરેદાર અને ચપરાસીઓ અને એ બધાની સાથે પેલા પ્રેક્ષકોનું ટોળું, એ બધુંયે ખડું થઈ ગયું!!

મારા અંગમાં આગ વ્યાપી ગઇ. શરીર ધ્રુજવા લાગ્યું. પગ પણ કંપી રહ્યા હતા. પેહેરેદાર મને પકડીને બહાર ખેંચી લાવ્યો. બહારની હવાથી મને થોડી ઘણી શાંતિ મળી અને ખરાબ વિચારો અટકયા તો ખરા. માથે અનંત નીલ આકાશ, આછો મધુરો તડકો, ચારે બાજુ પંખીઓનો કિલકિલાટ, આઘે ક્ષિતિજ તરફ વૃક્ષોની ઘટા! અહો! આ સંસારમાં આટલું બધું સૌન્દર્ય ભર્યું છે. તે તો આજ જ જણાયું!!

પાછી એ વિચાર—ગૃહની બંધિયાર હવા ! ! જીવન પછી મૃત્યુ—એ પણ આવુંજ ભયંકર હોવું જોઇએ. મને બહાર જોતાંજ ચારે બાજુ કંઇક શોરબકોર થવા લાગ્યો. માણસોનો કચકચાટ, કાગળોનો અવાજ, જોડાનો ખડખડાટ, એ બધું મળતાં એક અજબ નવીજ જાતની મિશ્રરાગિણી જેવું થઇ ગયું. મને જોવા માટે અત્યાર સુધી બધા ધીરજ ધરી રાહ જોઇ બેઠા હતા. હું બહાર આવ્યો તેથી એમને પણ આરામ લાગ્યો. કેવી બેશરમ હૃદય હીનતા ! એક માણસને ફાંસી દેવાનો હુકમ સાંભળવાનું આ પશુઓને શું કૌતુહલ જાગ્યું છે ! !

ચારે બાજુ શાન્ત ને નિઃસ્તબ્ધ ! જાણે વંટોળ આવતા પહેલાંની પ્રકૃતિની શાંતિ હોય ને ! હમણાં જ વંટોળ ચઢશે—ભયાનક વંટોળ—તોફાન એ તો મારાં અસ્થિમાત્રને દળી નાખી, નસેનસને વિદીર્ણ કરી નાખી, જીવનને હતું નહોતું કરી નાખશે ત્યારે જ જંપશે. આજ મારા અપરાધનું દંડ—વિધાન થશે. દંડ ! કોણ કોને દંડ દેશે ? કોણ કોના અપરાધનો વિચાર કરશે ? હું ચુપચાપ વિચાર કરતો ઉભો હતો. હૃદય રહી રહીને કંપી ઉઠતું હતું. કેવું ગંભીર અને વિરાટ સ્પન્દન ! ! એનો ધડક ધડક અવાજ બંદૂકના ધડાકાથી પણ વધારે ભયાનક હતો.

એ વખતે મારા મનમાં કોઇ પણ પ્રકારનો ભય ન્હોતો, કોટડીની બારી ખૂલ્લી હતી, હું આકાશ તરફ જોઇ રહ્યો હતો—એમાં અસંખ્ય નાનાં નાનાં પંખી ઉડયા કરતાં હતાં. શાંત અને મધુર હવા માતાની જેમ મારા લલાટ પર પોતાનો શીતલ હાથ ફેરવતી હતી. ન્યાયાધીશની આંખો

જાણે ઉંઘથી ભરાઇ ગઇ હોય એવી જણાતી. એ બાજુ નજર પડતાં મને થતું "પણ આ ખાલી દેખાવ શા માટે ?"

બહાર દુકાનદાર લોકો હસ્યાં કરે છે. એમને બધાંને મારો ખ્યાલ પણ શાનો હોય ? એ તો એમની ઠઠ્ઠામશ્કરી અને ગામ ગપાટામાં તલ્લીન છે. એમાંથી એમને નવરાશ જ નથી મળતી. કેવા અજ્ઞાની છે એ લોક ! ! મૂર્ખ છે મૂર્ખ ! !

ચારે બાજુ આટલો આનંદ અને શોભા હોય તે વખતે મૃત્યુનો વિચાર કરવો એ પણ નિષ્ઠુરતા છે–પાપ છે. આ સ્નિગ્ધવાયુ ! આવાં દિવ્ય ઉજવલ પ્રસન્ન સૂર્યકિરણો ! આવે વખતે મૃત્યુની ચિંતા–કેવી અજુગતી વાત ! !

સૂર્યકિરણોની માફક કોઇ કોઇવાર આશાની ઘટા નિરાશ હૃદયમાં પ્રકાશ ફેંકતી હતી–આહા ! જો આજ હું છૂટી જાઉં.... !

મારા વકીલે કહ્યું, "આશા છે."

મેં જરા મલકતાં કહ્યું, "ઠીક છે."

વકીલે કહ્યું, "મેં સિદ્ધ કરી આપ્યું છે કે બનાવ અકસ્માતથી થવા પામ્યો છે. ફાંસી તો આપી શકાય જ નહિ. હા, જન્મકેદ–ખેર, જોઇએ તો ખરા ! શું થાય છે !"

મેં કહ્યું, "હેં ? આ જન્મ કારાગારમાં કેદી તરીકે જીવન ! એથી તો મોત જ ભલું."

હા, મોત જ ભલું. મેં બહાર દૃષ્ટિ નાંખી. એક પક્ષી એક ડાળી પર બેઠું બેઠું એક ફળને ઠોચી રહ્યું હતું. એ કેટલો આનંદી જીવ છે. હું જો એક પંખી હોત તો કેમ ! બસ ! એવો જ મુક્ત અને સ્વાધીન હોત !

જડજ એ વખતે પોતાનો કેસ વાંચી રહ્યા હતા. મારું

ધ્યાન તે તરફ નહોતું. જીવન અને મૃત્યુની વાત તો હું ભૂલી જ ગયો હતો. અચાનક જ કાનમાં અવાજ આવ્યો ‘ ફાંસી.’ માથે પસીનો થઇ આવ્યો. આંખો આગળ કાળાં પડળ આવી ગયાં ! ! હું એક લાકડાને ટેકવીને ઉભો રહ્યો. જડજને કંઇ દયા આવી હોય તેમ જણાયું. તેણે પૂછ્યું, “ તમારે કંઇ કહેવું છે ? ”

કહેવાનું તો ઘણુંયે હતું પણ ખાલી વાત વધારીને શું ફાયદો ? મોઢાને કોઇએ જાણે તાળું માર્યું હોયને ! ! બન્ને હાથ વડે મેં મારું મોઢું ઢાંકી દીધું. લોક અવાજ કરતા કરતા મકાનની બહાર જતા હતા. એમનાં પગલાંનો અવાજ સંભળાયાં કરતો હતો. ઓહ, હવે એમને કંઈક છૂટ થઇ ! કામ–કાજ, ભોગ–વિલાસ બધુંયે છોડી જેમણે મારે માટે આટલે દૂર આવવાનું કષ્ટ વેઠયું તેમને મેં હવે છૂટ કરી દીધી. એ લોકો ખુશી થઇ ચાલ્યા ગયા.

ખૂબ વખત વીત્યા બાદ હું કંઇક બોલી શકયો. મેં કહ્યું “ હજૂર ! માત્ર એટલી કૃપા કરો કે ફાંસી જલદી પતી જાય; બસ, બીજું કંઈજ નહિ.”

આખા સંસાર પર મને ક્રોધ ચઢયો. એ યથાપુર્વ હસતો હસતો આનંદ કરશે, હું એને ખાલી કરી જઇશ. પણ એને કંઈ મારી ખોટ સાલવાની ઓછી છે ? હાય ! આવી સુન્દર ભૂમિ માતા છે–પણ એ કેવી નિર્દય છે ! એના હૃદયમાં કોઈને માટે સ્નેહ નથી, મમતા નથી. જાણે નિઃસ્પંદ અને કઠોર એક જ ગોળો હોયને ! ! આ સંસાર છે. અને એજ સંસારમાં ગમે તે પ્રકારે ટકી રહેવું તે જીવન છે. આનાથી મૃત્યુ એ શું વધારે કઠોર છે ?

પેહેરેદાર મને બહાર લઇ આવ્યા. ત્યાં ઉત્સુકોનાં જૂથ એ વખતે પણ મને જોવાને માટે ભેલાં બની ઉભાં હતાં. અરે! આ બધાં હૃદય વિનાનાં પશુઓ પર વિજળી કેમ નથી પડતી ? કેવાં ભૂતડાં છે !! પિશાચ છે ! ઓહ ! પ્રભુ !!

બહાર આવીને જોયું કે કેવુંક પરિવર્તન થયું છે. જ્યારે એજ જગાએથી વિચાર–ગૃહ તરફ જતો હતો, ત્યારે હું પણ અન્ય સર્વ મનુષ્યોની જેમ જીવિત હતો; પણ હવે તો જાણે મારા મૃતદેહને કોઇ ખેંચીને લઇ જતું હોય તેમ લાગે છે. હવે જાણે હું આ સંસારમાંનો કોઇજ નથી. પંખીડાનાં ગાન, સૂર્યનાં કિરણો એ બધું આજ મારે માટે નથો. નદીનું સ્નિગ્ધ જલ, નીલવર્ણું આકાશ, એ બધું અન્ય સર્વ લોક માટે તો છે તેમને તેમજ છે. પણ હું જ એ બધાંમાંથી આજ અલોપ થઇ ગયો છું. એ ફૂલ, પેલી તરુછાયા, હાય ! એ બધું હવે મારે માટે નથી, એ બધાં પર આજ મારો કોઇ જાતનો અધિકારજ નથી !!

કાળા રંગની ગાડી મારી વાટ જોતી ઉભી હતી. હું જ્યારે તેમાં ચઢવા માંડયો ત્યારે દૂરથી કોઇનો અવાજ સંભળાયો " એને ફાંસીનો હુકમ થઇ ગયો. " મેં ફરીને એના તરફ જોયું. હૃદયમાં એક વ્યર્થ ક્રોધની જ્વાળા ભભૂકી ઉઠી.

ગાડી ચાલી ! એની અંદરના એક નાના કાણામાંથી બહારના સંસારને હું જોયા કરતો હતો, સડકપર માણસો ચાલ્યાં જાય છે, જાણે શરત થતી હોયને !! એતો જેમ ચાલે છે તેમનું તેમજ–કંઈ જ ફેરફાર વિના !! મારા મોતથી એમને કંઈ હાનિ નથી–કંઇ સહાનુભૂતિ પણ નથી, હાયરે મનુષ્ય !!

# ૩

## મૃત્યુ !

પણ એમાં હાનિયે શી છે ? મનુષ્ય હમેશાં તો જીવતો નથી રહેતોને ? એક દિવસ તો તે મરવાનો જ છે. એ દિવસ કે એ ક્ષણનું એને જ્ઞાન કે ભાન હોતું નથી. બસ, માત્ર એટલોજ ફેર છે તો પછી હું વ્યર્થ શા માટે મુંઝાઉં છું !

આજથી માંડીને ફાંસીના દિવસ સુધી તો કોણ જાણે કેટલાયે મનુષ્યો આ સંસાર છોડી ચાલ્યાં જશે ? મને ફાંસીએ ચઢેલો જોવા માટે જે માણસો દહાડા ગણે છે તેમાંથી પણ કેટલાંયે મનુષ્યો ચાલ્યાં જશે. તો પછી હું મારા આ જીવનપર કેમ આટલી બધી માયા મમતા બાંધી રહ્યો છું !

પ્રકાશ અને હવા વિનાનું આ જેલખાનું, નહીં જેવો આહાર, નિઃસંગ જીવન, અપમાન-પીડિત હૃદય, અસભ્ય અને નિષ્ઠુર પેહેરેદાર–હાય ! આ જીવનથી શો લાભ ? સંસારમાં મારે માટે કરુણાનું એક ટીપું પણ રહ્યું નથી. હું પીડિત છું–ભિખારી છું. મારું જીવનનાવ ચકડોળે ચઢયું છે. હવે આ જીવનથી શો લાભ ?

કાળા રંગની બંધ ગાડી મને જેલખાનામાં લઇ આવી. પહેલાં જ્યારે જેલખાનું જોતો ત્યારે આ ભવ્ય ઇમારત આટલી ખરાબ નહોતી લાગતી. કોણ જાણે કેટલીયે વાર એ જ જેલખાનાની સામેના મેદાનપર બેસીને ગીતો લલકાર્યાં હશે, મિત્રો સાથે ગપસપ ચલાવી હશે. કિશોર જીવનના ઉન્મત્ત ઉલ્લાસ અને એના સ્ફુર્તિમય આનંદમાંને આનંદમાં એજ મેદાનપર શીળી ચાંદની રાતે બેસીને હું મારા ભવિષ્યજીવનના કેટલાયે હવાઇ કિલ્લા રચતો. કેટલીયે કલ્પનાઓ કરતો. રાજમહેલ જેવું લાગતું આ ભવ્ય મકાન, પાસેથીજ વહી જતી નાનકડી સરિતા,—જાણે એક સુન્દર ચિત્ર જેવું ભાસે છે. પણ આજ એને જોતાંજ હૃદય ધૃણાથી સંકુચિત થઇ જાય છે.

મારી કોટડી ! એને એકે બારી નથી. માત્ર લોખંડી સળીયા ! મહાન-ભારે લોખંડનો દરવાજો છે અને ચારે બાજુ પત્થરની દિવાલો છે. ક્યાંય સૌંદર્યનું ચિન્હ સરખું જણાતું નથી. અને સ્નેહ ! એતો અહીંથી કેટલાયે ગાઉ દૂર છે.



પત્થરની દિવાલોએ જાણે મને ગાઢ આલિંગન દઈ તેમની વચ્ચે બાંધી લીધો હોયને ! ! પેહેરેદાર જરા સાવ-ધાનીથી પેહેરો ભરવા લાગ્યો. મારૂં અમૂલ્ય જીવન કોઇ કષ્ટ કે અડચણ થવાથી નષ્ટ ન થઈ જાય—અને હું આત્મઘાત ન કરી બેસું તે માટે તેઓ બહુ જ સાવધાન રહેતા.

આવા આદર સન્માન સાથે મારે હજી ૭ સાત

મહીના જીવવાનું છે, એ પછી એ લોકો મારા આ દેહને ચંડાળને હાથ સોંપી દેશે—જાણે દેવતાને ભેટ ધરી ! !

પહેલાં બે ચાર દિવસ તો બધાંનો કરુણાસાગર જાણે ઉભરાઇ જતો હોય તેમ મોતની આગમાં હડસેલી દેતાં પહેલાં મારા દેહપર અમૃતસિંચન કરતા હોય ! ! પરંતુ પુનઃ પાછું-તેનું તે જ વર્તન ! ! કદી કદી તો કરુણાની ધારા વહેવડાવે ! !

મ્હારી ઉમ્મર, શિક્ષણ અને ચહેરાથી મને આ વખતે કંઇ મદદ મળી. વાંચવા લખવાની રજા મળી. સવાર સાંજ ભગવાનની આરાધના કરવાનો પણ હુકમ મળ્યો. પેહેરેદારોની દૃષ્ટિ સમીપ કંઇક ફરવાની પણ છૂટ મળી, અને એક બે અભાગી કેદીઓ સાથે વાતચીત કરવાની પણ તક મળી. એ લોકો તો અહીં પણ મજામાં છે. એનો શો ગુન્હો છે તેમ પૂછ્યું. " કોઇએ કહ્યું-કેવી વિચિત્ર બોલી !-ચોરી, કોઇએ કહ્યું—જુગાર—એમ કોઇએ કંઇ ને કોઇએ કંઈ ! ! એ બધાં કામ જાણે બહાદુરીભર્યાં હોય એવી રીતે તેઓ કહેતા હતા. એમની ધારણાઓ અજબ છે. મન મનાવવાની રીત પણ અદ્દભૂત છે.

આમ છતાંયે તેઓ મારા તરફ તેમની સહાનુભૂતિ દર્શાવતા હતા. એ જ મારા સાથી ને એજ મારા મિત્ર ! ! એક વખત એવો હતો કે જ્યારે એમને હું અંતરથી ધિક્કારતો અને આજ એમનીજ સાથે વાત કરતાં કંઇ રાહત મળે છે. એ જો અહીં ન મળત, તો હું પાગલ થઈ જાત. પણ શું ખરેખર તેઓ મનુષ્ય નામને યોગ્ય છે?

આહ ! સાચેજ ! બિચારા અભાગીઆ છે. જે સારા છે-સત્પુરૂષો છે તેમનાં તો બધાયે ગુણગાન કરે છે. જે ધનવાન છે, ભાગ્યવાન છે એના મોઢાનો પડતો બોલ ઝીલવા તો બધાયે આતુર છે પણ જે આ અભાગીયાઓને ભાઇ કહીને છાતી સરસા ચાંપી શકે છે તે કોણ જાણે કયી શ્રેણીના મનુષ્યો હશે !! એમનું સ્થાન સ્વર્ગથી પણ કંઇક ઉંચે હશે ? ખરેખર ! તે જ સાચા ઉદાર છે.

અને જે આ પેહેરાવાળા છે તે પણ સહાનુભૂતિ દેખાડવા આવતા-પણ એ તો હાંસી જેવું લાગતું. દુર્દશાના પંજામાં સપડાઇનેજ આજે હું મનુષ્ય-સ્વભાવને ઓળખવા તથા સમજવા લાગ્યો છું. આ ઘૃણા પામેલા કેદીઓનું ટોળું-એમની સહાનુભૂતિ ભરી નજર-એ કેટલું પવિત્ર છે ! એ લોકો મારા તરફ ઘૃણા નથી દર્શાવતા. મારો ગુન્હો કોઇ દિન માપવા નથી જતા. આળસુ પ્રેક્ષકોની માફક ગીધ-દૃષ્ટિથી મારી તરફ નથી તાકી રહેતા.

મનમાં થાય છે કે આ બધી વાતો હું લખી જાઉં તો શું ખોટું ? વાતો કરવા માટે જ્યારે કોઇ સાથી નહીં મળે ત્યારે આ કાગળ અને કલમ જ મારાં સાથી થઇ રહેશે. પણ શું લખું ? મારી આ વ્યર્થ ચિંતાઓના ઢગલાને કાગળ પર ઠાલવવાથી શો ફાયદો ? ચોપાસ દીવાલની ભીતરના નિર્જીવ અને શૃંખલિત જીવનના સુખ દુઃખની માળા કોને માટે ગૂંથુ ? મારી એ માળા કોણ ધારણ કરશે ? હું તો આ સંસારનો મનુષ્ય રહ્યો નથી. આ લોક અને પરલોકની વચ્ચોવચ એક સ્થાન પર આવી ઉભો છું. કોનો આશ્રય માગું ? મારું હવે કોણ છે ?

તેમ છતાંયે હું મારી વ્યથાને વેદનાની દોરીમાં ગૂંથીશ. હું મારા વ્યથિત ભાવોને લખી જઇશ. તે જોઇને શું લોકો તિરસ્કાર કરશે? ભલે કરે! લોકોએ મને ઘૃણા સિવાય બીજું આપ્યું છે પણ શું? મ્હારા દુઃખ માટે એમના હ્રુદયમાં ક્યારે સહાનુભૂતિ જાગી હતી? તો પછી હું એમનાથી શા માટે ડરું? એટલે મરી ઘૃણા કરે એમાં મારું શું આવે જાય છે?

દીલમાં એક તોફાન ચાલી રહ્યું છે. એક ભીષણ જંગ મચી રહ્યો છે. એ જુદ્ધ કઠિન ને કઠોર મોતની સાથે છે!

જેના જીવનના દિવસો તદ્દન ગણતર કરેલાજ છે. એની અવસ્થા!! ઓહ! ઝબુકતી જ્યોત ઝટ બુઝાઇ જશે. જીવનનો પ્રકાશ પણ બુઝાઇ જશે–હા–તરત જ!!

પ્રત્યેક ક્ષણ જે ભીષણ પીડા તરફ મને લઇ જાય છે તે તુચ્છ ફાંસીના દોરથી થતું દુઃખ શું આથી વધારે હશે? એ તો એક વિરાટ મુક્તિના પંથ દેખાડશે. આ કોટડીમાંનો વાયુ અને તુચ્છ કરુણાનો વિરાટ તૃષ્ણાના દુઃખનો પત્થર એજ દૂર કરશે, અને ત્યાર બાદ? આહ! આશા અને પ્રકાશનું અપૂર્વ રાજ્ય–પણ આ સુન્દર સંસાર!! ઓહ!

ઠીક, જે લોકોએ આ કાયદા ઘડયા છે તેમને કદીયે વિચાર આવતો હશે કે મનુષ્યને ફાંસીએ લટકાવવાનો અધિકાર મનુષ્યને કોણે આપ્યો છે? એનામાં પણ પ્રાણ છે, બુદ્ધિ છે, ચેતન છે, જ્ઞાન છે. એક પાતળી સરખી દોરીના આધારે પળભરમાં એ બધાનોયે નાશ કરવો–એટલુંજ નહિ પણ એની સાથે એની બધી મહત્વાકાંક્ષાઓ, સાધના, એનો પ્રેમ, વિરાટ હ્રદય એ બધાંનેયે ભસ્મીભુત કરી દેવું

એ કેવું ઘાતકી અને અમાનુષી કાર્ય છે ?? પરંતુ એમની સમજમાં એ વાતો નથી આવતી. એ આ બધી વાતોનો તો વિચારજ કરતા નથી. એમની આંખો સામે તો માત્ર પેલી દોર અને લટકતી ગરદન–એજ વસ્તુ તરવરે છે–બીજું કંઇ નહિ. મૂર્ખ–ફાંસીને જ એમણે સર્વોત્તમ બદલાનું સાધન ગણ્યું લાગે છે.

એટલા માટે તો હું લખી રાખીશ. મારી આ વેદનાને સફેદ કાગળ પર કલમની સહાયથી ખીલવીશ. મનમાં જે દ્વંદ્વ ચાલી રહ્યું છે, એને શું કોઇ નહી જુએ–નહી સમજે ? તુચ્છ શરીરની વેદના ! ! એ !! દમ ઘુંટાઇ રહ્યો છે ! !

શું કોઇકિવાર પણ આ કાગળોને કોઈ માણસ નહી વાંચે કે કેટલાંયે કષ્ટો સહન કરી એક આદમીએ પ્રાણ દીધો છે ! ઇશ્વર જાણે છે. કદાચ એ કોઈ પણ ન વાંચે. કદાચ વંટોળના વાયરામાં કોઇ દીવસ એ કાગળો ઉડીને વીખરાઇ પણ જાય. સડકની બાજુપર અથવા ગટરમાં પડી રહેશે અથવા તો કોઇ કંદોઇ એનાથી પડિકાં બાંધતો હશે. શાહીની છેલ્લી રેખાઓ પણ મારા જ જીવનની અંતિમ શ્વાસની માફક નીરવ અને નિર્જનતામાં વિલાઇ જશે.

## ૫

જો કોઇની દૃષ્ટિ આ કાગળો તરફ ખેંચાશે તો એવાં આંદોલનો શરૂ થશે કે ફાંસીની પ્રથાજ નાબુદ થઈ જશે. કેટલાયે નિર્દોષોને, કેટલાયે અભાગીયાઓને દુર્દશામાંથી મુક્તિ મળશે. પણ એથી મને શું લાભ થશે ? મારું જીવન તો એથી કેટલીયે પહેલાં ફાંસીને માંચડે ચઢાવી દેશે ! !

પ્રાણુ નીકળી જશે. મૃત્યુ પામીશ. સૂર્યનો આ પ્રકાશ, વસંતની આ સ્નિગ્ધ હવા, ફળ–ફૂલથી ભરેલો આ વિચિત્ર સંસાર, રંગભર્યું આકાશ, આખુંય ચરાચર વિશ્વ–હાય ! હું એ બધાંથી બહાર–ચાલ્યો જઇશ–છૂટો પડી જઇશ.

નહી ! મારે મારું રક્ષણુ કરવુંજ જોઇએ. મારું જીવન બચાવવું પડશે. શું કોઈ પણ પ્રકારે આ આવતા મૃત્યુની ગતિને હું નથી રોકી શકતો? આહ, ઇચ્છા થાય છે કે કારાગૃહની આ કઠણ પત્થરની દિવાલપર માથું ફૂટી મરૂં, નિરાશા અને ક્ષોભને લીધે ફાંસી દેનારાઓમાં હાહાકાર થઇ જશે, ત્યારે મને ખૂબ આનંદ થશે.

ઠીક, એકવાર મારી અવસ્થાપર આરંભથી વિચાર કરી લઉં. આજ ત્રણ દિન થયા–મારામાં વિચારો રહ્યાજ નથી. વકીલ કહે છે, અપીલ કરવી જોઇએ. અન્તિમ ઉપાય !!

આઠ દિન સુધી તો એ અરજીની દરખાસ્ત અહીંથી તહીં રખડશે. પંદર દિન પછી તે કોર્ટમાં પહોંચે–પછી નંબર પડે–પછી રજીસ્ટર થાય. ત્યારપછી એનાપર વિચાર થાય. પણ અપીલ કરવાની રજા મળે કે કેમ તે પણ સંદેહ છે.

પછી પંદર દિવસ તેની અધીરભાવે રાહ જોવી પડે. તો પણ પાછું એજ વિચારોનું ફારસ. સરકારી વકીલ સમજાવશે કે આ કેદીનો અપરાધ આવો છે ને તેવોછે. અપીલ કરવાની એની ધૃષ્ટતા છે. અપરાધ સાબીત થઈ ગયો છે. આમને આમ જ છ અઠવાડીયાં તો વહી જાય.

વિચાર આવે છે કે એક વસિયતનામું (Will) લખું. વિચારું છું તો ખરો, પણ તે બધું વ્યર્થ છે. મુકદમાના ખર્ચમાંજ મારું બધું ધન ખલાસ થઇ ગયું. જે કંઈક

રહ્યું સહ્યું છે તેનું વસિયતનામું લખાવવાથી કોર્ટ કદાચ થોડો વધારે દંડ કરી તે લઈ લે ! !

સંસારમાં એક તો મારી વૃદ્ધ માતા છે, કિશોર સ્ત્રી છે, અને એક નાની કન્યા છે. એ ફક્ત ત્રણ વર્ષની નાની બાળકી છે. એના લાલચંચલ ઓઠ ઉપર હાસ્ય તો હંમેશ ફરકતું જ હોય છે. ઉજ્જવલ અને માંજરી આંખો, ઘુઘરીયાળા વાળના ગુચ્છા, અને તે ઉપરાંત ફૂલડાંપર લતાઓની ઝાલર ઝૂલે તેમ તેના મુખપર બેચાર છૂટી કેશની લટ ઝૂલી રહે છે. આજ છ માસ થયાં મેં એને જોઇ નથી. આહ ! છ માસ વીતી ગયા ! !

મ્હારા મૃત્યુથી સંસારમાં ત્રણ નારી અનાથ થઇ જશે. પુત્રહીન–પતિહીન–પિતૃહીન–ત્રણે અભાગિની. કાયદાના એક જ શેરામાં ત્રણેનો આધાર તૂટી પડશે ! !

મને જે સજા કરી રહ્યા છે–એ કદાચ યોગ્ય પણ હોય. તોપણ આ નિરાધાર ત્રિપુટીએ તો કોઇ અપરાધ નથી કર્યો ? એમના પર આ આઘાત કેમ ? સરકાર આનો શો જવાબ દઇ શકે તેમ છે ?

લોકોની ઘૃણા એમના જીવનને જે નુકશાન કરશે તેને માટે તો સરકારે કંઇજ વ્યવસ્થા નથી કરી. આમ છતાંયે કહે છે કે સરકાર વિચાર કરીને બધું કરે છે. આ જ વિચારની સુવ્યવસ્થા ! ! મને તો હસવું આવે છે !

વૃદ્ધ માતાને માટે મને ચિંતા નથી, એના જીર્ણ દેહને નષ્ટપ્રાય–વિદીર્ણ કરી નાખવાને આ આઘાત જ બસ છે. પત્નીની પણ કંઇ ચિંતા નથી. એતો એમને એમ બિછાનાપર પડી રહી છે. કેટલાયે વખતની માંદી છે.

રોગથી એનો જીવનપ્રદીપ બુઝાવાનો જ છે. આ ખબરથી એના જીવનની છેલ્લી જ્યોત સંસારમાંથી વિલીન થઇ જશે, પણ હા, જો તે પાગલ ના થઈ જાય તો.

સાંભળ્યું છે કે ગાંડા ખૂબ જીવે છે. ભલે જીવે! તેમ છતાંયે મૃત્યુની માફક એમાં પણ વિરામ છે, શાંતિ છે.

પણ મારી કન્યા! એ શાન્ત શિશુ! લાડકી કન્યા મેરી! હસવા-રમવા અને ગીત ગાવામાં બધુંયે ભૂલી જતી! અહા! અભાગીનિ નથી જાણતી કે એને માથે પણ કોઈ આફત લટકી રહી છે. વજ્રશિખાની માફક એનું જીવન પણ ધૂળધાણી થઈ જશે, દલિત થઈ જશે, ઓહ! આ જ ચિંતા મારી નસેનસમાં પલીતો લગાવી રહી છે.

## ૬

હજી રાત બાકી છે. આંખો મળતીજ નથી-ઉંઘ નથી આવતી! અંધકાર પૂર્ણ કારાગાર! બધુંયે સુમસામ છે. એક શબ્દ પણ ક્યાંયે સંભળાતો નથી. હવે હું વખત કેમ વીતાવું! વખત કાઢવાનું કંઇક સાધન પણ અહીં કયાંથી હોય?

કોટડીના એક ખુણામાં લેમ્પ સળગતું હતું. એને લઇને મેં દીવાલની ચારે તરફ જોવા માંડયું કે 'કંઇ નાનું શું કાણું-છિદ્ર તેમાં છે કે નહિ? બહારની ઠંડી હવા અંદર આવવાનો કાંઇ રસ્તો? એ પણ નહી!!

ભીંતપર કેટલીયે જાતનાં ચિત્રામણ ચીતરેલાં છે. જુદી જુદી ભાષાઓમાં અહીં ખડીથી ને કોલસાથી એમ કેટલું બધું લખેલું છે. હાય! મારાજ જેવા અભાગીઓ

દિલનાં દર્દને મૂર્તિમંત કરવા આ પત્થરની ભીંતપર લખી ગયા છે. એમનાં મર્મબંધનો તૂટી ગયેલાં હોવા છતાં આ પત્થરની દીવાલોએ સહાનુભૂતિનો એક શબ્દ પણ એમને ના કહ્યો ! ! એક ઝીણો પ્રતિધ્વનિ પણ ના કર્યો ! અવાક્, નિરવપાષાણ એમને એમજ નિર્વિકાર ઉભો રહ્યો ! ! એના વ્યાકુલ કંઠનો આર્તનાદ પત્થરપર પડી ત્યાં જ અલોપ થઇ ગયો ! !

મેં એમનાં દર્દની વાતો દીવાલપર જોવા માંડી. એક સાધન પણ મળી ગયું. એમની વેદનાઓની માલાને હું જ આજે સજલ નેત્રે પહેરી લઉં તો મૃત્યુની વાત વળી પાછો થોડીવાર ભૂલી જઇશ ! !

બરાબર મારી સૂવાની જગાની પાસે જ દીવાલ પર બે હૃદયો એક તીરે ગૂંથેલાં છે. એ એક ચિત્ર છે. કોક ચિત્રકારે એના હૃદયના શોણિતથી જ એનાપર લખ્યું હતું "હૈયાનાં હેત." હાય ! બિચારાએ અહીં રહ્યાં રહ્યાં સ્નેહનાંજ સોણલાં સેવ્યાં હશે. પાસેજ કોઇકે લખેલું છે "સમ્રાટની જય હો !" કેટલી આશા, આકાંક્ષા અને આશ્વાસન આ શબ્દોમાં તરવરે છે ! !

એક તરફ કોઇએ લખ્યું છે "હું ભાયિયાને ચાહું છું." અને એક બાજુ ફક્ત 'એ' અક્ષર અને સફેદ ખડીની એક રેખા ! અંધકારમાં પણ એ અક્ષર ચાંદીના હોય તેમ ચમકે છે. 'એ' કદાચ એની પ્રિયતમા હોય તો ! એનું નામ કદાચ એની કે એડિથ હશે. હાય ! આ એક અક્ષરમાં એક

વ્યથાપીડિત જીવનના કાણુ જાણે કેટલાયે દીર્ઘ નિસાસાઓ ભર્યા હશે !!

હું બેસી ગયો ને વિચારવા લાગ્યો. મારા આ નિઃસંગ અને નિર્જન જીવનની જાણે પત્થરની ભીંતને આ ક્ષણે દયા આવી હોયને ! એણે એના કઠણુ કાળજામાં આ મર્મ–વ્યથા અને ભીતરની વેદનાઓને અત્યાર સુધી છૂપાવી રાખી હતી. આજ કયાં છે તે અભાગીઓનું જૂથ ! કયાં છે એમની ભાથિયા, એની કે એડિથ ! કદાચ તે કોઇ અટારીએ બેઠી બેઠી ઉંચે આસમાન તરફ નજર ફેંકતી હશે ! એની વિરહવ્યથા, એતો પ્રિય–વિયોગ એ બધું શું સમાપ્ત થઈ ગયું ? કોને ખબર ? કોણુ કહી શકે ?

લેમ્પ હાથમાં લઇ મેં જોવા માંડયું. દીવાલના એક ખુણામાં આ શું ? આ તો ફાંસીનું ચિત્ર છે. કોણે એ ચિત્ર ચીતર્યું ? કયા મૂરખે આવી રીતે મૃત્યુનું આવાહન કર્યું હશે ? આ પૃથ્વી, આ જીવન, એ સર્વ સાચે સાચ જ શું એને માટે અસાર થઇ પડયાં હશે ? બે લાકડાં સીધાં ઉભાં કર્યાં છે. એ બંનેની ટોચને જોડતું એક આડું લાકડું બાંધેલું છે. એની વચ્ચે દોર લટકી રહી છે. મેં જરા ધ્યાન દઇ એ જોવા માંડયું. માથું ભમવા લાગ્યું. હાથમાંથી લેમ્પ પડી ગયું. કોટડીમાં અંધકાર છવાઇ ગયો. ઓહ ! કેવો ભયાનક અને ગાઢ અંધકાર !! થાકી જઇને હું જમીનપર બેસી ગયો.

પછી જરા ધીમેથી મારા બિછાના પર આવીને સૂતો. મન અસ્થિર થતું હતું. એ પત્થરની દિવાલ પર આંકેલાં એકએક ચિત્રો તેમ જ શબ્દચિત્રો જોવાની તીવ્ર ઇચ્છા અંતરમાં જાગી.

અંધારામાં દીવાલને ટેકવી ચાલવા તો માંડયું પણ કરોળીયાની જાળમાં હાથ લપટાઇ ગયો. તેમાંથી હાથ છોડાવીને પાછો બિછાના પર બેસી ગયો. ઉંઘ આવવા લાગી એટલે હું સૂઇ ગયો. જ્યારે આંખો ઉઘડી ત્યારે ઓરડીમાં કોઇ ઝાંખો પ્રકાશ પડતો જણાયો, એટલે ફરી પાછો ઉભો થયો અને દીવાલ પર જોવા માંડયું તો એક જગાએ ચાર નામ લખેલાં હતાં. દૅાન્તો ૧૮૧૫, પૂલૅં ૧૮૧૮, જીન માર્ટીન ૧૮૨૧, કાસ્તેગૅં ૧૮૨૩. એ વાંચતાં જ મનમાં કંઇક ભયંકર સ્મરણ થવા માંડયું !!

દૅાન્તોએ ભ્રાતૃ-હત્યા કરી હતી. પૂલૅંએ પોતાની પત્નીની હત્યા કરી હતી. જીન માર્ટીને બંદુકની ગોળીથી પોતાના બાપનું માથું ફોડી દીધું હતું અને કાસ્તેગૅં-ડૅા. કાસ્તેગૅંએ પોતાના મિત્રને ઝેર દીધું હતું.

મને કંપારી છૂટી. એમના અંતિમ શ્વાસ પ્રશ્વાસ હજુ સુધી આ કોટડીની હવા સાથે ગુંથાયેલા જ હોય એમ લાગે છે. આ જ પથારી પર એ એમના ખૂની-દિલની છેલ-છેલ્લી વાતો-છેલ્લી ચિંતાઓ ઠાલવી ગયા છે !! આ જ કોટડીમાં તે બધા પણ હરતા ફરતા હતા ! આજ પણ તેમના નિસાસાથી આ કોટડી ગરમ લાગે છે.

એમના પછી હું પણ એમની પાછળ અહીં આવ્યો છું. ચારે બાજુથી તે બધા મને હાથના ઇશારા કરી બોલાવતા હોય એમ લાગે છે. આ એમના ગળાનો અવાજ પણ સંભળાય છેને !! મેં આંખો બંધ કરી દીધી પણ એ બધાંની મૂર્તિઓ એથી તો જાણે વધારે સ્પષ્ટ જણાવા લાગી.

આ તે શું સત્ય કે સ્વપ્ન કે પછી મતિભ્રમ? પગપર કંઈક ભીનું લાગ્યું. આ શું? કરોળીયો!–એક મોટો કરોળીયો મારા પગ તળે આવી જઈ ચગદાઇ મુઓ!

એનું જ જાળું મારા હાથથી તૂટી ગયું હતું. મને ભાન આવ્યું-હજુ સુધી જાણે મૂર્ચ્છિત હોઉં તેમ લાગતું. છાયા–મૂર્તિઓ મારી ચારે બાજુ ભમતી લાગે છે.

નહી, નહી. મનને સ્વસ્થ અને સબલ કરવું પડશે. ઘડીએ ઘડીએ મોતના જ વિચાર? એનાથી છૂટવું જ પડશે. દાન્તો અને પૂલૅની મંડળી તો કબર નીચે આરામ કરે છે. એ તે શું અહીં આવી શકે? નહી–કદી નહી. હું કેમ વ્યર્થ એમનાથી ડર્યા કરું છું? આ કારાગૃહની બહાર નાસી છૂટવું એ કદાચ સંભવે પણ કબરની નીચેથી બહાર નીકળવું એ તો તદ્દન અસંભવિત છે, તો પછી નકામો હું શા માટે બી મરું છું??

## ૭

દિવસનો ઉજ્જવલ પ્રકાશ!! ચારે બાજુ કોલાહલ ને અવાજ! મોટા મોટા દરવાજાઓના ખુલવાનો અને બંધ થવાનો ખણખણાટ ને ચાવિયોનો ઝણઝણાટ. એ બધુંયે જાણે કારાગૃહનું આનંદ–સંગીત હોયને! બધુંયે આનંદમાં મગ્ન છે, સજીવ છે, તો પછી હું શામાટે નિરાનંદ અને ઉદાસ રહું?

દરવાજા પાસેથી એક પેહેરેદાર પસાર થતો હતો એને બોલાવીને મેં પૂછ્યું, "આ બધો શોરબકોર શાનો થાય છે? આટલો બધો આનંદ શાનો?"

એણે કહ્યું, "નવા કેદીઓનું એક ટોળું આવ્યું છે, એમના બધાના પગમાં બેડીઓ નંખાશે. શું તું એ નહી જુએ?"

સંન્યાસીના જેવા અપ્રસન્ન, નિઃસંગ અને નિરસ જીવનથી હું કંટાળ્યો હતો એટલે તે જોવાના લોભને હું રોકી શક્યો નહીં.

ખૂબ સાવચેતીથી પેહેરેદાર મને એક ઓરડીમાં લઇ ગયો. બેસવા માટે ત્યાં એક ખુરસી પણ નહોતી. હા, એક મોટી બારી હતી અને તે પણ ખુલ્લી એટલે તેના પોલાણમાંથી આજ કેટલાએ દિવસ પછી આકાશનો વિસ્તાર કંઇક નજરે પડયો. અહા! 'આસમાન કેવું સુંદર છે?'

પેહેરેદારે કહ્યું, "અહીંથી લ્હેરથી જોવાશે–રાજાની માફક આરામથી જોવાનું મળશે. કોઈ પાસે આવીને ભીડ કરવાનું નથી."

એટલું કહી દરવાજો બંધ કરીને તે બહાર જતો રહ્યો. ચાવીથી તાળું બંધ કર્યું તેનો અવાજ પણ સંભળાયો. બારીમાંથી કેદખાનાનું મોટું ચોગાન બરાબર દેખાય તેમ હતું. તેની ચારે બાજુ ઉંચી દીવાલ હતી. એક લાંબા ઝરૂખા જેવું પણ હતું. તેમાંથી અસંખ્ય માથાં દેખાતાં–એ બધાએ તમાશો જોવા ઉભા હતા. એમની આંખ અને મોઢું એમનો આગ્રહ અને તેમનું કૌતુહલ બતાવી આપતાં હતાં. નરકનાં ભૂતપ્રેત આજે ખૂબ ખુશ થઇ જાણે નાચતાં હોયને! બધાંની નજર ચોગાન તરફ હતી.

બાર વાગ્યા. ચોગાનનો મોટો દરવાજો ખુલ્યો અને અસંખ્ય નવી મૂર્તિઓ અંદર આવી. એકદમ અજબ કોલાહલ મચી રહ્યો. જાણે પલભરમાં જેલખાનામાં નવું ચેતન ઉભરાયું હોય તેમ અટ્ટહાસ્ય અને સત્કારથી આખું સ્થાન ગુંજી રહ્યું.

કેદીઓની નીચી ઢળેલી નજર અને પેહેરાવાળાઓની તુમાખી!! આ સૃષ્ટિ જ મને તો અજબ લાગતી હતી!

એક પછી એક કેદીઓનાં નામ બોલાવા માંડયાં. એમનો અપરાધ શો છે, કેટલી શિક્ષા છે, એ બધું પૂછાવા માંડયું. કોઇને વધુ પડતી સજા બોલાતી તો તેની સાથે જ એક જયધ્વનિ જેવો પોકાર થતો. પ્રેક્ષકોના હૃદયમાં કંઇ અજબ આનંદ હતો. કેદીઓનું ટોળું તો જાણે યુદ્ધમાંથી વિજય કરી આવેલી એક શૂર સેના હોયને!! એટલા માટે તો આ બધાંને આનંદ લાગે છે—અને આ તાંડવ નૃત્ય થઇ રહ્યું છે. એકાદ બે પ્રેક્ષકો તો આનંદ ઉભરાઈ જવાથી ઉછળવા લાગ્યા!!

ત્યારબાદ કેદીઓના ટોળામાં અંદર અંદર એક બીજાને ઓળખાણ છે કે નહી તેની તપાસ થવા માંડી. ને જેમ પરસ્પરમાં ઓળખાણ હોય તેમને જૂદી જૂદી ઓરડીમાં રાખવા જોઇએ કેમકે નહિતો કેદીને શાંતિ કે આરામ મળેને? સજાની સખ્તાઇ ઓછી થઇ જાયને??

ચારે બાજુ મચી રહેલો વિચિત્ર કોલાહલ જાણે એક નવી જ રાગિણીનું સર્જન થતું હોય તેવો લાગતો. મને થયું કે આ કોઇ માયા—લોકનો સંગીતધ્વનિ હશે, પણ એતો તદ્દન અર્થ વિનાની—લક્ષ્ય કે ઉદ્દેશ વિનાની રાગિણી હતી. મંદ પવન મારા મસ્તકને સ્પર્શ કરતો હતો. એક નાનકડું આશાનું કિરણ કોણ જાણે કયાંથી મારા અંતરમાં ઝબકયું! એ મધુરો તડકો, ખુલ્લી હવા અને ખુલ્લું આકાશ! એ તો સાચું જીવન છે. એ બધાંથી દૂર રહેવું—આહ! એજ મૃત્યુ!!

એકદમ ત્યાંથી તડકો દૂર ખસી ગયો. કોઇએ જાણે એક કાળો પડદો એના પર નાંખી દીધો હોયને!! પૃથ્વી અને તાપની વચ્ચે એક આછી વાદળીએ અંતરાય કરી દીધો. એકદમ વરસાદ આવ્યો. ચોગાનમાંથી પ્રેક્ષકોનું ટોળું ખસી ગયું. માત્ર માળામાંથી પડી ગયેલાં પંખીનાં બચ્ચાંની જેમ કેદીઓનું ટોળું નિરાધારભાવે ભીંજતું ત્યાં જ ઉભું રહ્યું. એકાદ બે માણસો તો ધ્રૂજતા હતા, પણ એથી શું? એ તો કેદી છે! આરામને અને એમને હવે કાંઇ સંબંધ નથી.

જ્યારે વરસાદ અટકયો ત્યારે એ બધાને સાંકળોથી જકડી દેવામાં આવ્યા. પગમાં બેડીઓ નાખી. કોઇએ રડવા માંડયું અને કોઇએ જમીન પર આળોટવા માંડયું.

એક આર્તનાદનો સ્વર!! પરંતુ બધાને એ કોયડા મારીને સીધા કરી દીધા. ઓહ! આ કેવા પિશાચ છે? નિશ્ચળ પત્થરની માફક કઠોર થઇને હું આ બધું જોવા માંડયો.

વાદળું ખસી ગયું. સૂર્યનો પ્રકાશ પુનઃ દેખાયો—બધે પથરાયો. જાણે બે હાથથી કાળા પડદાને ખસેડીને તે આ તમાશો જોવા માટેજ બહાર આવ્યો હોયને! અંદરથી કેદીઓનું ટોળું ફરીથી નીકળી આવ્યું. કોઇ સીસોટી વગાડે, તો કોઇ ગાય!!

હવે ભોજનની તૈયારીઓ ચાલી. સામગ્રી આવી. મોટી મોટી બાલદીઓ અને તેમાં તદ્દન ફીકો કંઇક પ્રવાહી પદાર્થ ન મળે સ્વાદ કે ગંધ કે રૂપ. એમ છતાંયે એ બિચારા ભૂખ્યા, એટલે સંતોષ સાથે એ ખાવા માટે જલ્દી ઉઠયા. એમાં એમને કંઇ ઓછો આનંદ નહોતો.

હું આ બધું એકી ટસે જોઈ રહ્યો હતો. હું મારી જાતને ભૂલી ગયો. મનમાં કરુણા ઉભરાઇ આવી—આંખમાં આંસુ છલકાયાં.

અચાનક એક અવાજ આવ્યો "ઉઠો, ચલો." કેદીઓમાં કોલાહલ મચી રહ્યો. બધાએ ઉભા થઇ ગયા. 'એકતાર' થઇ ગયા. બધાએ ચાલવા માંડયું.

મારી બારીની પાસેથી જ એ બધા જવાના હતા. મને જોઇને તે બધા એક વાર તો થંભી ગયા. મારી છાતી ધડકી ઉઠી. શું હું કોઇ 'મ્યુઝીઅમ'નું જનાવર છું? કે જેથી આ બધા લોકો મારી તરફ તાકી તાકીને જોઇ રહ્યા છે?

એકે કહ્યું, "ફાંસીનો માણસ જોઇ લો, આને ફાંસીએ ચઢાવી દેશે." ચારે બાજુથી હસવાનો અવાજ સંભળાયો. અસભ્ય પશુઓ!!

મને ચક્કર આવવા લાગ્યા. જાણે હું ઉંચે અદ્ધર લટકી રહ્યો હોઉંને!

આ લોકોએ શી રીતે જાણ્યું કે મને ફાંસીનો હુકમ થઇ ગયો છે?

"ઠીક!! આખરી સલામ! દોસ્ત." નિર્લજ્જની માફક એ લોકો બૂમ પાડી ઉઠયા. એકે કહ્યું, "અમારાથી તો તારે ઠીક છે. તરત છૂટો થઈ જઇશ. મારે તો હજી અહીં ચૌદ વર્ષ સડવાનું છે."

મારા હોશ કોશ જાણે ઉડી જ ગયા. સહેજ હાલવાની પણ શક્તિ નહોતી રહી. આંખો આગળથી નદીના પ્રવાહની માફક કેદીઓનું ટોળું હાર બંધ ચાલ્યું ગયું.

મને એકદમ સાન આવી. હું સાવધાન થયો. વિચાર આવ્યો

કે આ બારીની બહાર કેટલો પ્રકાશ ને કેટલો આનંદ છે. અને અંદર વાયુ, પ્રકાશ અને પ્રાણ એ બધુંયે રૂંધી લેવામાં આવેલું છે. જો આ સળીયા ના હોત–સળીયાઓને પકડીને ખૂબ જોરથી હચમચાવવાનો પ્રયત્ન કર્યો, પણ એ જરાયે ન ડગ્યા. મને આચકો લાગ્યો અને હું ક્રોધથી ભભુકી ઉઠયો. મારા કાળજાના ટુકડે ટુકડા થઇ રહ્યા હતા.

દૂરથી શોર બકોરનો એક અસ્પષ્ટ ધ્વનિ સંભળાયા કરતો હતો. હું ત્યાંજ લોથ થઇ બેસી ગયો. દૂરનો કોલાહલ ધીમો પડતો ગયો. મારા જીવન પર જાણે કોઇ અદૃશ્ય વ્યક્તિ કાળો પડદો ધીરે ધીરે નાંખી રહી છે. હું વિચારમાં ને વિચારમાં મૂર્છિત થઇ ધરણી પર ઢળી પડયો.



જ્યારે આંખ ખુલી ત્યારે રાત પડી ગઇ હતી. હું ઘાસના ખાટલા પર સૂતો હતો. દીવો સળગતો હતો. ઓરડો બહુ મોટો હતો અને ખાટલાઓની હારની હાર પડી હતી. મને સમજાયું કે હું દવાખાનામાં પડ્યો છું. ચારે બાજુ નિઃસ્તબ્ધ શાંતિ!

થોડી વાર સુધી તો મને કંઇ યાદ જ ન આવ્યું. જાગતો હતો પણ ભાનમાં નહોતો.

પહેલાં જેલખાનાની આ ઇસ્પિતાલોનો હું કેટલો તિરસ્કાર કરતો પરંતુ આજ હું તે માણસ નથી રહ્યો. એક મેલી ચાદર! રોગોની તીવ્ર દુર્ગંધ! ચારે બાજુ પૂર્ણ શાંતિ–એક મૂર્તિમાન વિભીષીકા! મેં આંખો બીડી દીધી! અને નિદ્રાના મધુરા સ્પર્શથી બધીયે વેદનાઓને હું ભૂલ્યો–હું સૂતો.

અચાનક ઉંઘ ઉડી ગઈ. જોયું તો દિવસ ઉગ્યો છે. બહારથી કંઇક શોર બકોર આવતો સંભળાય છે. મારો ખાટલો બારીની છેક નજીક રાખેલો હતો. બારીએથી બહાર ડોકાવ્યું તો બધા કેદીઓ કામ પર ચઢવાની તૈયારીઓ કરી રહ્યા છે. એની બેડીયોનો ઝણઝણાટ સ્પષ્ટ રીતે સંભળાય છે. મેં સાંભળ્યું કે સવારે જ એક માણસને ફાંસી દઇ દીધી છે. આતુર પ્રેક્ષકોનાં ટોળાં એ જોઇને જ પાછાં ફરતાં જણાય છે. એ નિર્લજ્જ લોકોને ધક્કા મુકી કરતાં શરમ નથી આવતી? એક માણસનો જાન જાય છે અને એ બધા કિકિયારીઓ કરી રહ્યા છે!! એ બધાંના માથા પર પડવા માટે આકાશમાં શું વજ્ર ખૂટી પડયાં છે? હાય!



હું તરત સ્વસ્થ થઇ ગયો. મારું નસીબજ એવું છે. મારે દવાખાનું છોડવું પડયું. પાછો કેદખાનાની મારા જ નિસાસાની ગરમીથી ભરેલી એ બંધિયાર કોટડી! ચારે બાજુ નિરાશા અને વિષાદનું શાંતિમય વાતાવરણ!! હાય! આ કોટડીમાં જ મારા જીવનની છેલ્લી ઘડીયો ગણાશે!

કાંઇ માંદગી પણ નહિ! આ તરુણ, સ્વસ્થ અને બલવાન દેહ આમ રોગનો ભોગ થઇ પડી કેમ કરમાવા લાગ્યો? નસોમાં ઉષ્ણુ લોહી ઝડપથી દોડી રહ્યું છે. આવી બુદ્ધિ અને સ્વાસ્થ્ય છતાંયે ઘડીએ ઘડીએ મન કેમ ચલિત થયાં કરે છે? એ કેમ બળ્યાં કરે છે?

ઇસ્પિતાલમાંથી છૂટયા બાદ એકજ વાતનો વિચાર આવ્યાં કરે છે. ત્યાંથી નાસીછૂટવાનો સુંદર લાગ હતો, તેને મેં

મૂરખની માફક જવા દીધો? કેવી સુંદર અને સ્વતંત્ર તક હતી! રાતના નિઃસ્તબ્ધ અંધકારમાં ચુપચાપ નીકળી પડત તો અત્યારે તો મુક્ત સ્વાધીનતાના ઉદાર સામ્રાજ્યમાં પહોંચી ગયો હોત!! માથામાં નસો ધકધક તમારો કરવા લાગી. આંખો આગળ ચારે બાજુ લીલાંપીળાં ચક્કર દેખાવા માંડયાં.

જો નાસી છૂટત તો? અહા! એમાં એનું શું નુકસાન થાત? અપીલથી જો છુટી જાઉં? પરંતુ એનો સંભવજ ક્યાં છે? એ દુષ્ટોએ તો સોગંદ ખાધા છે. નિર્ણય ખૂબ વિચારીને કર્યો છે તેમ કહે છે. હવે અપીલથી શું લાભ થશે? કંઇજ નહિ. હાય! બધુંય વ્યર્થ છે. મારે નસીબે ફાંસીના દોરજ લખાયા છે. અપીલની આશા!! એમાં કંઇજ વજુદ નથી.

જો આજ માફી મળી જાય? માફી! પણ શું કરવા મળે? આ અસંખ્ય અભાગીઓએ બેડીઓનો ભાર વહેતા ભાર ખેંચીખેંચીને જેલમાં સડી રહ્યા છે અને સડીગયેલું ભોજન આરોગી પેટની આગ હોલવે છે. એમનો પરિવાર, કુટુંબ, મિત્ર બધાં ક્યાં છે? એમના ઘરની શી દશા છે? એ બધા આ દુઃખને સમાનભાવે ભોગવ્યા કરે ને મને ક્ષમા મળી જાય અને હું ઘેર આનંદ માણતો પહોંચી જાઉં? કેમ! પણ મને તે શા કારણથી માફી આપે? દેશના લોકો આવી અન્યાય ભરી રીતે મળતી માફી જોઇ શું કહેશે? નહી, ક્ષમા નહી! ફાંસીજ મારી મુક્તિનો એક માત્ર ઉપાય છે!

હા, જો નાસી છૂટત તો હરિયાળાં ખેતરોપરથી, નાની

નાની ટેકરીઓ પરથી નદી જંગલ વટાવી કોઇ અજાણ્યા દેશ તરફ ચાલ્યો જાત. કોઇની તરફ ના જુવત, કોઇને બારણે બેસત નહી, કયાંયે ભીખ ન માગત. વૃક્ષનાં ફળોથી ભૂખ મિટાવત, ઝરણિયાંના જલથી તરસ છીપાવત અને પંખીઓના ગીતમાં આરામ માની ઝાડપાનની શીળી છાયામાં નિદ્રા લેત. કોઈ ધર્મશાળામાં? ના, કોઇને શંકા પડે, કોઇ પકડે તો? પણ હું તેમ થાય તો નાસુ તો નહી જ, કેમકે તેથી તો તેને વધારે ને વધારે શક પડે. ધીરેધીરે નિશ્ચિત ભાવથી કેટલાંયે શહેર, કસ્બા, ગામડાં વટાવી જાત ગમે ત્યાંથી એકાદ ગુપ્ત–વેશ મેળવી લેત. મારાજ ગામની પાસે જે પેલી ઝાડી છે ત્યાં જઇને પહેલો તો વિસામો કરત. એ ઝાડીમાં તો મેં કેટલીયે રાતો જાગીને વીતાવી છે. કેટલાય દીવસો ત્યાં રમતગમતમાં ગાળ્યા છે. નાનો હતો ત્યારે ગોઠીઆઓની સાથે ત્યાં 'આંધળા પાડા' ની રમત રમતો! મોજ, મજાક, ઠઠ્ઠા મશ્કરી!! એ બધુંયે ચાલે!! અહા! એ કેવા સુંદર દિવસો હતા? એ વહી ગયેલા વખતની એક ક્ષણ જો આજે મને મળી જાય!! આહ!!

હાં, પછી જ્યારે અંધારું થાત ત્યારે સડક પર નીકળત, ભીન્સેન જાત. નહી, નહી. ભીન્સેન શી રીતે જઇ શકત? રસ્તામાં તો એક મોટી નદી છે. તે પાર કરવી મહા મુશ્કેલ છે. તો પછી આપજિન જાત! નહી, કદાચ જર્મની જવાનું જ ઠીક પડત. ત્યાંથી હેભર, ને હેભરથી ઇંગ્લેંડ! પણ એ વખતે જો પોલીસ પકડી પાડે અને પાસપૉર્ટ માંગત તો? મહા ગોટાળો ઉભો થાત!!

હાય! અભાગીઆ જીવ! આ બધા શા વિચાર માંડયા છે? સ્વપ્નેભમતા જીવ! ત્રણ ફુટ જાડી આ મહાન દીવાલને ઓળંગી જવું એ કેમ સંભવે? હાય હાય!! કોઇ ઉપાય નથી. ખરે નથી જ!! મૃત્યુ જ હવે મારું સંગાથી!!

હું નાનો હતો ત્યારના દિવસો સાંભરે છે. આ જ જેલમાં હું ફાંસી જોવા માટે આવતો. ઓહ! તે વેળા કેટલી ભીડ થતી? અને આજ??

## ૧૦

લેમ્પ હોલવાઇ જવાની તૈયારીમાં હતું. હમણાંજ સવાર થશે. મોટી ઘડીયાળમાં ટન્ ટન્ ૭ ટકોરા થયા.

પેહેરેદારે આવી ટોપો ઉતારી સલામ કરી. ધીરે અવાજે નમ્રતાથી પૂછયું કે મ્હારે કંઇ ખાવું છે કે કેમ? આશ્ચર્ય! આવો વિનયભર્યો નમ્ર વ્યવહાર? મારું આખું અંગ કંપી ઉઠયું. તો શું આજે જ.........?

હાં! જેલના ઉપરી જાતે જ મારે શું જોઇએ તે બધું આજે પૂછવા આજે આવ્યા હતા. મારા તરફ કોઇ ખરાબ વર્તન તો નથી કરતું ને? મારી તબીયત કેવી છે, રાતે ઉંઘ આવે છે કે કેમ એ બધુંયે એમણે મને પૂછયું. દરેક વખતે મને 'મહાશય' કહીને સંબોધતા. કંઇ પણ શંકા ન રહી. ત્યારે તો આજ જ! તે સ્મરણીય દિન! આ દિવસની વાત તો હું એક ક્ષણ પણ નથી વિસર્યો.

જેલનો ઉપરી અથવા તો એના મદદનીશો કોઇ ભૂલ શી રીતે કરે? મારા તરફ અસદ્દવર્તન કેમ કરી શકે? એ

તો હાસ્યાસ્પદ લાગે છે. એમ કરે એમાં તો એ એમની ફરજ બજાવે છે. જરા બુદ્ધિપૂર્વક મારી ખબર રાખે છે. મારા તરફ કોઇએ કંઇપણ ભુંડુ વર્તન નથી ચલાવ્યું. મારે એટલાથીજ સંતુષ્ટ રહેવું જોઈએ. અને આ કારાધ્યક્ષ? એ ભલો માણસ કેવી મીઠી મીઠી વાતો કરે છે? મીઠી નજરે જુએ છે. હા–હા–હા! લાંબા બલવાન બાહુ! કારા-ગૃહનું આ પણ એક પ્રતિબિંબ છે! જણાય છે કે એ જીવંત પાષાણનું એક જેલખાનું છે. અહીંની બધીજ વસ્તુઓ કેદખાનાનાં જ રૂપાંતર છે. પેહેરેદાર, લોખંડી સળીયા, પત્થરની દીવાલ–એ બધુંયે! તાળા કુંચીમાં પણ જીવ આવ્યો હોય એમ લાગે છે. એ બધાંયે મળી મારી ચોકી કરી રહ્યાં છે. અને આ કેદખાનું? પત્થર અને માણસના બનેલા એ નિર્દય કેદખાનાએ તો જાણે મને જકડીને બાંધી રાખ્યો છે. એનું લોખંડી હૈયું લઈ એ મને ભેટવા આવે છે! દરિદ્રી હું અભાગીઓ જ છું. આ બધાં મારી હાંસી કેમ કરતાં હશે?

## ૧૧

ચિત્ત શાંત છે. કંઇ ફિકર ચિંતા નથી. કંઇ દ્વિધા પણ નથી. જેલના અધ્યક્ષ આવીને જોઇ ગયા છે. એમના મળ્યા પછી મને ઠીક છે. પહેલાં મનમાં જે કંઇ આશા હતી તે પણ હવે માત્ર એનાજ કહેવાથી મેં છોડી દીધી છે.

સાડા છ કે પોણા સાત વાગ્યા હશે. અકસ્માત મારી ઓરડીનો દરવાજો ખુલ્યો. માથે પળીયાં આવેલા એક માણસે તેમાં પ્રવેશ કર્યો. અંદર આવીને તેણે પોતાનો કાળો

જભ્ભો શરીરપરથી કાઢી નાખ્યો અને બેસી ગયો. એ કપડાં જોતાં જ મને લાગ્યું કે આતો આચાર્યજી હતા.

એ મારી સામે જ બેઠા. માથું ધુણાવી તેમણે આકાશ તરફ નજર કરી. એનો અર્થ હું સમજી ગયો. એમણે કહ્યું "કેમ વત્સ! તું તૈયાર તો થઇ ગયો છે ને?"

શાંત સ્વરે મેં જવાબ દીધો, "નહીં, બરાબર તૈયાર તો નથી; પણ હા, હમણાં ઉઠવા તૈયાર છું."

મારી આંખે અંધારાં આવવા જેવું લાગતું હતું, લલાટે પસીનાનાં બુંદ ફુટતાં હતાં. તૈયાર-એકદમ તૈયાર-પણ શાને માટે? મારું હૃદય કંપી ઉઠયું. પ્રાણમાં-અંતરમાં એક વિકટ શબ્દનો ધ્વનિ સંભળાવા લાગ્યો.

આચાર્યજી કંઇ કંઇ કહ્યે જતા હતા. એમના હોઠ ફફડી રહ્યા હતા. હાથ, પગ ને ડોકું પણ સાથે સાથે હાલ્યા કરતાં હતાં, એ શું કહેતા હતા તે મને તો ખબર નથી કેમકે એમાંની એક પણ વાત મારા કાનની અંદર પહોંચતી જ નહોતી.

પાછો દરવાજો ઉઘડયો. હવે જેલના અધ્યક્ષ જાતે આવ્યા. શરીરપર એક લાંબો કાળો કોટ ને હાથમાં કાગળોનો વીંટો! પોતાના ચહેરાપર એ શોક-વિષાદ-દુઃખના ભાવો લાવવાનો પ્રયત્ન કરતા હતા.

એમણે કહ્યું, "અદાલતમાંથી ખબર આવી છે." મારા આખાયે અંગમાંથી જાણે વીજળી પસાર થઇ ગઇ.

મેં પૂછયું "શું? અદાલત હવે મારું ડોકું-ગરદન જ માગે છે ને? એ તો મારે માટે ગૌરવની વાત છે. હું

સારી રીતે જાણું છું કે સરકારી વકીલને મારી આ ગરદનનો ખૂબ લોભ લાગ્યો છે. હાં, હું તદ્દન તૈયાર જ છું." એ કાગળનો વીંટો ઉકેલી કાગળીઆં વાંચવા માંડયા. બસ એ જ ! કોર્ટની જડબાતોડ ભાષા. કેટલીયે માથાકુટ પછી અર્થ સમજાય એવા મોટા મોટા અને ભારે શબ્દોની રમક ઝમક !! અરધા કલાક સુધી એ કાગળીઆં ઉથલાવ્યા પછી એના અર્થની ખબર પડી—મારી અપીલ મંજુર નથી થઇ ! ઠીક છે. ચલો ! !

કાગળો પરથી નજર ખસેડયા વિના જ એમણે કહ્યું, " પ્લે–દ–ગ્રીવ્હમાં ફાંસી દેવાશે. સાડા સાત વાગે અમે બધા ફાઁસીયારજારી જેલ તરફ જઇશું. તમે પણ અમારી સાથે જ પધારજો."

થોડીકવાર સુધી હું ચુપ રહ્યો. કોઇનીયે વાતનો જવાબ ના આપ્યો. જેલના અધ્યક્ષ અને આચાર્યજી વચ્ચે ખૂબ વાતચીત ચાલતી હતી. દેશની સાધારણ ચર્ચા કરવામાં જ તે તલ્લીન થઇ ગયા હતા.

બરાબર એજ વખતે દરવાજો ખોલીને ચાર હથિયારબંધ પેહેરેદારો ઓરડીમાં ધુસી આવ્યા. તે જમદૂત જેવા જણાતા હતા. સલામ કરી એમણે કહ્યું, " વખત થઇ ગયો છે."

મેં કહ્યું, " હું તૈયાર છું, ચાલો." એમણે કહ્યું "અરધા કલાકમાં જ રવાના થવું પડશે." એટલું કહી તે કોટડી બહાર ચાલ્યા ગયા. એક છેલ્લો પ્રયત્ન ! ! અરે ! ભલા ભગવાન ! સાચે સાચજ શું કોઇ આશા નથી ? કંઇ ઉપાય નથી ? ?

નાસી જાઉં ! હા, ગમે તેમ કરી નાસવું જ પડશે. દરવાજો, બારી, છતાં ગમે તે ઓળંગીને ગમે તેમ કરી નાસી જ છૂટું. જો મારા દેહનું માંસ પણ અહીં રાખવું પડે–તો એ પણ કબુલ છે–કેવલ હાડકાંનો માળો લઇને પણ નાસી છૂટું.

જો કંઇથી કોઈ યંત્ર કે અલ મળી જાય તો ! રાક્ષસની જેમ બળથી બધાનો ઉચ્છેદ કરી ગમે તેમ કરી–પણ હાય ! મારી પાસે તો એક ખીંટી સરખી પણ નથી. હું અક્કરમી છું–આશા જ નથી ! !

## ૧૨

હું ફાંસીયારબારી જેલમાં આવી ગયો. સ્વેચ્છાથી નહિ પણ સરકારી હુકમથી–સરકારી દૂતોની આકરી—થી. રસ્તાની વીતી તો જરા સાંભળો !

સાડા સાત વાગે પેહેરેદારે આવી મને સલામ કરતાં કહ્યું, “ મહાશય, મારી સાથે આવો. ”

વિવેક અને કાયદામાં કોઇ ખાત્રી નહોતી. હું ઉઠયો ને એની પાછળ ગયો. માથું ભારેખમ થતું જતું હતું. પગ એવા તો દુર્બલ થઇ ગયા હતા કે ચાલવું મારે માટે મુશ્કેલ હતું છતાંયે ચાલ્યો. બહારથી મેં એકવાર મારી નિર્જન કોટડી તરફ નજર ફેંકી, આટલા દિવસનો આશ્રય ! એની કંઇક માયા બંધાઇ હતી. આજ મારા વિના એ કોટડી સૂની પડશે ! પરંતુ લાંબા વખત માટે નહી–સાંજ સુધીમાં જરૂર કોઇ નવો પરોણો આ કોટડીમાં આવી જશે. વાહરે વિધિનાં વિધાન ! !

ચોગાનની સામે જ આચાર્ય બેઠા હતા. એ પોતાનું

ભોજન પૂરું કરવાની ચિંતામાં પડયા હતા. જેલના અધ્યક્ષે આવીને મારા હાથ સાથે હાથ મિલાવ્યો, ચાર પહેરેદારોની ચોકી સાથે હું ચાલ્યો.

હૉસ્પિતાલમાં એક માણસે સલામ કરી. એ વખતે હું ખુલ્લા ચોગાનની વચ્ચોવચ ઉભો હતો. શ્વાસ લેવામાં કંઇ આરામ લાગતો હતો. પણ એ કયાં સુધી ?

બહાર ગાડી ઉભી હતી–જેમાં બેસીને હું અહીં આવેલો તે જ ગાડી–લાંબી ગાડી–એની અંદર લોખંડના સળીઆથી બે ભાગ પાડેવા હતા. અંદરતો જાણે કોઈએ લોઢાની જાળ ગૂંથી હોય ને એવું લાગતું ! બે જુદા જુદા દરવાજા પણ હતા. એક પાછળની બાજુ ને બીજો સામેની બાજુ. ગાડીમાં અંધારું તો હતું જ, તે ઉપરાંત ધૂળને કચરો પણ ખૂબ હતાં. એના કરતાં તો મારી કેદખાનાની કોટડી લાખ દરજ્જે સારી હતી. આ કબરમાં જીવતાં છતાં પેસતાં પહેલાં એકવાર ચારે તરફ ધરાઇને જોઇ લીધું. મુક્ત આકાશના સ્મરણ સાથે અંધકારના સાગરમાં ડૂબવું પડશે ! ! દરવાજાની સામે જ જોનારાનાં ટોળાં હારબંધ ઉભાં હતાં. ટપટપ પાણી વરસી રહ્યું હતું. આખોયે દિવસ એ વરસાદ નહી અટકે એવું લાગતું હતું. રસ્તા અને ચોગાન કાદવથી લદબદ થઇ રહ્યાં હતાં. ચારે બાજુ કંઇક ઉદાસીનતા વ્યાપેલી લાગી.

ગાડીમાં બેઠો. સામેના–આગળવાળા ભાગમાં હથિયારબંધ પેહેરાવાળાનું ટોળું અને આચાર્ય, અને પાછલા ભાગવાળી કોટડીમાં એકલો હું એમ બધા બેસી ગયા.

ગાડીની સાથે જ ચાર હથિયારબંધ ઘોડેસ્વાર, ચારે બાજુ આમ હથિયારબંધ સિપાઇઓ હતા–જાણે હું કોઇ બાદશાહ હોઉંને ! ! !

ગાડી ચાલી. વરસાદથી સડક ધોવાઇ જઇને પથરા નીકળ્યા હતા. ઘોડાની લોખંડી નાળનો ખટાખટ અવાજ થતો હતો.

પાછળ એક અવાજ સાથે જેલનો મોટો દરવાજો બંધ થઈ ગયો, એનો અવાજ પણ મેં સાંભળ્યો. હું જાણે ઘેનમાં પડયો હોઉં તેમ મને લાગતું. કોઇ બીક અથવા ચિંતાનો મને સ્પર્શ નહોતો થતો. જાણે મને જીવતો જ કબરમાં દાટી દીધો હોય એવું લાગતું હતું. ઘોડાના ગળામાં ઘંટડીયો બાંધેલી હતી. પેહેરેગીરો અને ઘોડાની નાળના અવાજથી એક વિચિત્ર ધ્વનિ કાને અથડાતો. હું જાણે વંટોળીયાની પીઠ પર સ્વાર થઇ કોઇ નિરૂદ્દેશ દેશની તરફ કોઈ સ્વપ્નલોક તરફ—કદાચ કોઇ દેવકન્યાની શોધમાં જઇ રહ્યો હોઉંને, તેમ ! !

ગાડીની અંદર દરવાજામાં જે કાણું હતું એમાંથી હું બહારની બાજુ જોઇ રહ્યો હતો. એક જગાએ મોટા મોટા અક્ષરોથી લખેલું હતું "વૃદ્ધ માણસો માટે દવાખાનું." સંસારમાં માણસોને ઘરડા થવાનો પણ વખત મળે છે, ખરો ! ! નવાઇની વાત છે. મારી આ તરુણ અવસ્થા ! ! જવા દો એ વાતને ! !

ગાડી ફરી. દૂર નોટરડમનો ઘુમટ દેખાય છે. પેરિસનાં શિખરોને ભેદીને એ ગગનસ્પર્શી ઘુમટ દેખાય છે. મેં

વિચાર્યું "વાહ! ઉપરથી ચારે બાજુથી એકવાર જો જોઇ લેત તો ખૂબ મઝા આવત."

આચાર્યે વાતચીત શરુ કરી. એ એમની મેળે બકયે જ જતા હતા. એમને કોઇ રોકનાર તો હતું જ નહી. આચાર્યના અવાજ કરતાં તો ઘોડાની નાળનો અવાજ વધારે મધુર લાગતો. મને એમના કહેવા તરફ ધ્યાન દેવાની કંઈ જ પડી નહોતી. રસ્તે ખૂબ કોલાહલ મચી રહ્યો હતો.

બધો અવાજ કાનમાં આવતો હતો. પરંતુ સ્વતંત્ર ભાવે નહી–એક અજબ મિશ્ર રાગિણીની માફક સ્વર મળેલા સંભળાતા, અથવા તો જાણે ઝરણાનું પાણી ઝરમર–ઝરમર અવાજ કરતું ઉંચેથી પડી રહ્યું હોયને!!!

અચાનક સાંભળ્યું. આચાર્ય કહેતા હતા, "કેવી ખરાબ ગાડી છે આ! એક વાત પણ સાંભળવા દેતી નથી."

એમનું કહેવું સાચું હતું–તદ્દન સાચું જ હતું.

આચાર્યે કહ્યું, "તને કદાચ મારું કહેવું સંભળાતું નહી હોય. હાં, શું કહેતો હતો? આજ પેરિસમાં કેમ આટલો બધો શોરબકોર મચ્યો છે તે ખબર છે?"

હું ચમકી ઉઠયો. શું કંઇ નવા સમાચાર પણ છે? કદાચ મને ફાંસી થયાનો હુકમ સાંભળીને જ આ બધી ધમાલ અહીં થતી હશે.

આચાર્ય કહેવા માંડયા, "સાંજ પહેલાં ચોપાનીયું વાંચવાની ફુરસદ પણ નહી મળે. સાંજને વખતે હું રોજ ચોપાનીયાં વાંચું છું. એથી મને દિવસ આથમતા સુધીના બધા સમાચાર મળી રહે છે. કંઈ જ બાકી નથી રહેતું."

અત્યાર સુધી પેહેરેદારોનો નાયક ચૂપ બેઠો હતો તે એકદમ બોલી ઉઠયો, " કેવા મજાના સમાચાર ! અને આપને હજુ સુધી એની ખબર પણ નથી ?" મેં કહ્યું, "હું તો જાણતો હોઇશ."

એણે કહ્યું, " આપને માલુમ છે ? તાજુબીની વાત છે. કહો તો ખરા ! "

" શું તું સાંભળવાને ખૂબ આતુર છે ? "

એણે કહ્યું, " હાં, જરૂર. રાજદ્વારી મામલામાં હરેકને બોલવાનો અધિકાર છે. પછી તે ગમે તે હોયને ! આપ કેદી છો તેથી શું થયું ? હું રાષ્ટ્રીય સૈન્યમાં હતો, નાનપણમાં હું એનો કેપ્ટન હતો. એ દિવસો પણ ખૂબ આનંદના હતા."

મેં ટકોર કરતાં કહ્યું, " નહીંજી, મારા મનમાં તો કોઈ બીજી જ વાત હતી."

એણે કહ્યું, " બીજી જ વાત ? આપે શું કહ્યું ? આપને શી રીતે ખબર પડી ? આપને કોણે કહ્યું ? જરા કહો તો ખરા, શા ખબર છે ! સાંભળું તો ખરો !"

આચાર્યે પૂછયું, " શું વિચાર્યું હતું ? "

મેં કહ્યું, " સાંજ પછી મારે કંઈ જ વિચારવાનું નહી રહે, બસ એટલું જ."

આચાર્યે કહ્યું, "તમને આટલા બધા ઉચાટ થાય છે તે મહા દુઃખની વાત છે. પરંતુ જીવને સાંત્વન આપી શાંત કરો. મનને મજબૂત બનાવી દો."

પેહેરેદારોનો નાયક બોલ્યો, " આપ બહુ ઢીલા લાગો છો.

પાસ્તેગૉને જ્યારે અમે અહીં લાવ્યા હતા ત્યારે એતો આખેય રસ્તે હસતો હસતો આવ્યો હતો. "

પછી એણે પોતાનું અનુભવ પુરાણ ચલાવ્યું. કાયામાંને પણ એજ લાવ્યો હતો. આખે રસ્તે એ ચીરૂટ પીતો પીતો આવ્યો હતો અને રૂવ લાના પેલા પાખંડી છોકરા તો એવા હાહા ને હીહી કરતા આવેલા કે ન પૂછો વાત.

આચાર્યે કહ્યું, " કષ્ટ અને દુઃખ પામવું એ તો ગાંડપણ છે—બુદ્ધિનો દોષ છે. પણ મહાશય, તમે તો બહુ જ ગંભીર દેખાઓ છો. ઠીક, બસ તમારી આટલી નાની ઉંમર ? "

ખૂબ તીણા સ્વરે મેં કહ્યું, " નાની ઉંમર ! આપ શુ કહો છો ? મારી ઉંમર આપના કરતાં વધારે છે. મારી ઉંમર તો કલાકે કલાકે દસ વર્ષ વધ્યે જ જાય છે."

આચાર્ય જરા હસીને બોલ્યા, " કેમ મજાક ઉડાવો છો, મારી ઉંમર તો તમારા વડદાદાના જેટલી હશે."

મેં જરા ગંભીર ભાવે કહ્યું, "ના, ના, મજાક તો આપ જ કરતા હશો. હું તો બરાબર કહું છું."

આચાર્યે તમાકુની ડબ્બી કાઢી. એને ખોલતાં ખોલતાં મારા સામું જોઇ કહેવા લાગ્યા, "ભાઈ! નારાજ ના થશો."

મેં કહ્યું, "નહી, નહી, નારાજ થવાનું એવું છે જ શું ? "

એજ વખતે ગાડીનો એક આંચકો આવ્યો અને એમની તમાકુની ડબ્બી ગબડી પડી—બધી તમાકુ વેરાઇ ગઇ. ગભરાઇ જઇને ખાલી ડબ્બી પાછી હાથમાં લેતાં તે બોલ્યા, "અરે રામ ! બધીયે તમાકુ વેરાઇ ગઇ, હવે હું શું કરીશ ? "

મેં કહ્યું "શું કરશો શું ? દુઃખ શું છે ? આરામ—સુખ એ બધું તુચ્છ છે. મારી તરફ જોવામાં આપને શાંતિ મળશે. "

આચાર્યજી ધુરકી ઉઠયા, "બસ કરો હવે તમારી મજાક! મોટા તુચ્છ કરવાવાળા ના જોયા હોય તો! તમારે દુઃખ પણ શું છે? બિચારો ઘરડો એક માણસ તમાકુ વિના આટલે રસ્તે કેમ ચલાવી શકે? હાય હાય?"

જોયુંને આ આચાર્યનું ફારસ! મારા કષ્ટથી એમનું કષ્ટ વધારે છે, કારણકે એમની તમાકુ વેરાઇ ગઇ છે ને!! આચાર્ય મંડલ કેવું સ્વાર્થમાં અન્ધ બનેલું છે?

તમાકુના દુઃખથી આચાર્યજી ચુપચાપ બેસી જ રહ્યા. એમનો બકબકાટ બંધ થયો. ગાડીમાં પુનઃ સુનકાર છવાઇ ગયો. ઘરર્ ઘરર્ કરતી ગાડી એમજ ચાલવા માંડી.

એટલામાં ગાડી શહેરની ચોકી આગળ આવી ઉભી રહી. ત્યાંના માણસોએ આવીને ગાડીને અંદરથી તપાસી. અમે જો ઘેટાં કે બકરાં હોત તો ત્યાં આગળ કંઇક દક્ષિણા દેવી પડત, પણ અફસોસ! અમે તો મનુષ્યો હતા એટલે મહેસૂલ આપ્યા વિના જ છૂટી ગયા.

એ પછી તો કેટલીયે નાની મોટી, વાંકી–ચુકી સડક પર થઇ ગાડી ફાંસીયારબારી જેલ તરફ જતા એક મોટા સરિયામ રસ્તા પર આવી ચઢી. રસ્તે લોકોનાં ટોળાં અવાક બની જઇ ગાડી તરફ જોઇ રહેતાં. ચોપાનીયાં વેચનારા અહીં તહીં દોડધામ કરી રહ્યા હતા.

સાડાચાર વાગે ફાંસીયારબારી આવી પહોંચ્યા. સામે જ મોટી જેલ!! એનો પ્રચંડ લોખંડી દરવાજો! એ જોતાં જ મારું લોહી થીજી ગયું. ગાડી અટકી, એની સાથે જ મારા હૃદયની ક્રિયા પણ જાણે બંધ થઇ ગઈ હોય એમ મને લાગ્યું.

જેમ તેમ કરી હિંમત ભેગી કરી મેં ઉતરવાની તૈયારી કરી. દરવાજો પણ એ વખતે જ ઉઘડયો. ગાડીના અંધારીયા ઓરડામાંથી કૂદીને હું નીચે ઉતરી પડગો. બે પેહેરેદારોએ આવી મારા હાથ પકડી લીધા. બન્ને બાજુ સીધી હારમાં ફોજ ઉભી હતી તેની વચમાં થઇ હું ચાલ્યો. બહાર મને જોવા માટે એક મોટું ટોળું ભેગું થયું હતું.

## ૧૩

એ સીપાઇઓની હારની વચમાં ચાલતાં ચાલતાં હું જાણે કેદી છુંજ નહી, પણ સ્વાધીન હોઉં એમ મને કંઇક આરામનો અનુભવ થયો. પરંતુ જ્યારે સીડીઓ પર સીડીઓ ચઢી એ બધાંની પાર પેલા અંધારા ઓરડા આગળ જઇ પહોંચ્યો ત્યારે ફરી પાછો શોક અને દુઃખના વિચારોથી હું ઘેરાઇ ગયો.

પેહેરેદાર બરાબર સાથે જ ચાલ્યા આવતા હતા. આચાર્ય બે કલાક પછી મળીશ, એમ કહી ત્યાંથી જતા રહ્યા. એમને કોણ જાણે કેટલુંયે કામ હશે.

અમે ઉપરીના ઓરડામાં આવ્યા. પેહેરેદારોએ મને એમના હાથમાં સોંપી દીધો, મને જરા હસવું આવ્યું કે—એમણે મારા પ્રિય જનના હાથમાં મને સોંપ્યો!!

એ ઉપરી સાહેબ તે વખતે કંઇક કામમાં રોકાયેલા હતા. એમણે પેહેરેદારને કહ્યું, "જરા સબુર કરો, હું હમણાં જોઇ લઉં છું."

બરાબર છે. જમા ખર્ચના ખાતાનો મેળ મેળવ્યા વિના

એ એક નવા માણુસને ખાતામાં કેમ જમા કરી શકે ? એ વખતે એ કોઇ બીજા અભાગીઆ કેદીની ભાગ્ય-લિપિ તપાસી લેવામાં ગુંથાયા હતા. પેહેરેદારે કહ્યું, “ઠીક, ત્યારસુધી હું આ કાગળીયાં ઠીક કરી લઉં.”

કાગળીયાંનો એક થોકડો કાઢીને પેહેરેદાર તો તેમાં જ ગરકાવ થઈ ગયો. હું એક ખૂણામાં ઉભો રહ્યો. લોખંડના મોટા સળીયામાંથી આકાશ દેખાતું હતું. તડકો જોતાં એમ લાગતું કે જાણે આકાશના શરીરને કોઇએ રંગી દીધું હોયને ! ! ઉજ્જવલ નીલાકાશ–અહા !

હું એકી ટસે ઉંચે જોઇ વિચારતો હતો–અહા, હું અહીં ઉભો છું અને મારી કન્યા–સ્ત્રી ? એ બધાં પણ આજ આકાશ નીચે છે. કોણ જાણે આ જીવનમાં એમની સાથે મિલાપ થશે કે નહિ !

પેહેરેદાર મને પાસેની એક નાનીશી કોટડીમાં લઇ આવ્યો. એમાં તદ્દન અંધારું છવાઈ રહેલું હતું. બે બારીઓ હતી તે પણ લોખંડની જાળીઓથી લગભગ પૂરી દીધા જેવી જ. હું બારીની પાસે આવી બેઠો.

ક્યાં સુધી હું એમ બેસી રહ્યો તે મને બરાબર યાદ નથી. અચાનક ખડખંડાટ હસવાના અવાજથી મેં ચમકીને પાછું જોયું. આ શું ? બીજો એક માણસ, એની ઉંમર પચાસેક વર્ષથી વધારે હશે, પીઠ લચી ગઇ હતી, માથે પળીયાં આવ્યાં હતાં, આમ છતાં તે ખૂબ જોરાવર જણાતો હતો. એની આંખમાં કંઇક ખુન્નસ ભર્યું હતું. એના તરફ જોતાં બીક લાગે તેમ હતું.

મેં પહેલાં તો એને જોયો નહી. એ એજ કોટડીમાં બેઠો હતો.

આશ્ચર્ય! શું આ જ મૃત્યુ! આંજ આવો વેષ કાઢી મને તૈયાર કરવા આવ્યું છે? એણે કહ્યું, "અરે શું ઉચાટ કર્યા કરો છો? હું કયારનો અહીં બેઠો છું પણ મારી સામું જોયું પણ નહી! તમારું નામ શું છે?"

મેં જવાબ ના દીધો. માત્ર એની તરફ આંખો ફાડી જોયાં જ કર્યું. એણે કહ્યું, "મારી તરફ શું જોયા કરો છો? હું તો એક પાર્સલ છું-સ્ટેશનનો સિક્કો મારાપર લાગી ગયો છે, હવે તો ગાડી આવે એટલી જ વાર છે."

એ જરા રસિક જણાયો. મેં કહ્યું, "એનો શો અર્થ?"

ખૂબ જોરથી ખોંખારી તે હસી પડયો. હું ચમકયો. એ કહેવા માંડયો, "શું આનો અર્થ ન સમજાયો? સીધી સટ વાત છે. છ અઠવાડીયાં પછી મને આ દુનિયાની પેલીપાર પહોંચાડી દેવામાં આવશે. એટલે જ અત્યારથી મારા ઉપર એનો સિક્કો વાગી ગયો છે. કહેવાની મતલબ એટલી જ કે છ કલાક પછી જે તમારી દશા થશે એ જ દશા છ અઠવાડીયાં પછી મારી પણ થવાની. હવે તો સમજણ પડીને? હું તમારો કેવો દોસ્ત છું!"

મારી નસો સંકોચાવા લાગી.

એણે ચલાવ્યે રાખ્યું, "ચુપચાપ ઉચાટ કરવાથી કંઈ નહી વળે-દોસ્ત! માટે સાંભળો હું મારી અથેતિ સંભળાવું. ખૂબ મજાની છે અને આપણો વખત પણ વીતશે."

એણે કહેવાનું શરૂ કર્યું, "ચોરી-લૂંટફાટ તો અમારો

પેઢી દરપેઢીનો ધંધો છે. પણ ફાંસી તો માત્ર મને જ મળી છે. તકદીરની વાત છે."

"હું જ્યારે ૭ વર્ષનો હતો ત્યારે માબાપ મને મૂકી જાત્રા કરવા નીકળી પડેલાં. હજુસુધી કોઇને એનો પત્તો જ નથી મળ્યો. ખીસ્સાં કાતરી, મૂર્ખાને વધારે મૂર્ખા બનાવી, હું લ્હેરથી મારું પેટ ભરી ખાતો.

"ઠંડી ૠતુમાં જ્યારે ચારે બાજુના રસ્તાઓ ને ગલીઓ બરફથી ઢંકાઇ જાય છે ત્યારે હું એના પરથી પણ ઉઘાડે પગે ચાલતો હતો. સ્ટેશન, હોટલ, ટ્રેન બધે હું ખીસ્સાં કાપતો જ રખડતો હતો.

"પંદર વર્ષની ઉંમરે હું પહેલવહેલો જ પકડાયો. પીઠ પર કેટલાએ કોયડાના ફટકા પડયા. અને બે ચાર દિવસની સજા થઇ ગઇ. જ્યારે હું જેલમાંથી છૂટી આવ્યો ત્યારે ગોઠિયાઓમાં મારું માન વધી ગયું અને હું તેમનો ઉપરી બની ગયો.

"ત્યારપછી તો હું મોટાં મોટાં કામો હાથ લેવા માંડયો. શહેરમાં જે મશહૂર ઝવેરીની દુકાન છે ત્યાં મારી ટોળી સાથે જઇ આખી દુકાન લૂંટી લીધી અને બે દરવાનોને ત્યાંજ પૂરા કરી દીધા. ધીરેધીરે હિંમત પણ વધવા માંડી. પણ, વિભીષણોનો કયાં અભાવ હોય છે! ટોળીના એક વિશ્વાસઘાતી માણસે અમને પકડાવી દીધા. સાત વષ સુધી જેલખાનાની હવા ખાધી, પાછો બહાર નીકળ્યો. ઝાઝી સજા નહોતી, નહિતો જેલની બહાર કોઇ કાળે પગ મૂકવાનો વખત જ ન આવત. પેલા અભાગીઆ વિશ્વાસઘાતી પર ખૂબ ક્રોધ ચઢયો.

" જયારે મુકદ્દમો પૂરો થયો ત્યારે તે અદાલતની બહાર ઉભો હતો. હું એના તરફ એક તીણી નજર ફેંકતો ગયો. એ નજરમાંથી જે આગ વરસતી હતી તે તો એના હાડેહાડ વ્યાપી ગઇ. બીકથી એનું મોઢું ઉતરી ગયું. ખેર, સાત વર્ષ બાદ ફરી પાછો હું બહાર નીકળ્યો.

" બે દિવસ અહીં–તહીં ઘૂમવામાં વહી ગયા. પેટમાં અન્નનો દાણો પણ પડયો નહોતો. વેરના વિચારોથી દિલમાં આગ લાગી હતી.

" રાતે બારી તોડીને એક હોટલમાં ઘુસ્યો, ત્યાં ખૂબ પેટ ભરીને ખાધું. ચુપચાપ–કોઇને કંઇ ખબર પણ ના પડી.

" સાત આઠ દિવસ પછી ટોળીના બે ચાર માણસો સાથે મેળાપ થયો. એમણે ચોરી છોડી દીધી હતી. કોઈ નોકરી કરતો હતો તો કોઇ ખેતી. બધાએ બીકણ બિલાડી હતા, કાયર !

" નવી ટોળી જમાવી. ચુંટીચુંટીને જવાન અને આગ્રહી માણસો જ લીધા.

" ત્યારપછી તો ખૂબ સુંદર કામ ચાલવા લાગ્યું. રોજ લૂંટ, રોજ જીત અને રોજ નવીનવી મોજમજા ઉડાવવાની ! આનંદના ફુવારા ઉડવા લાગ્યા. પણ પાછો નસીબ પલટો થયો ! ટોળીના માણસો પકડાવા લાગ્યા. ટોળીમાં ભંગાણ પડવા માંડયું. કામ બંધ પડયું. હું ક્રોધથી ગાંડા જેવો થઈ ગયો.

" પછી એક દિવસ પેલો જુનો વિશ્વાસઘાતી સડકપર મળી ગયો. મને જોતાં જ તે ધ્રૂજવા માંડયો. મેં એનાં

જટિયાં એક મૂઠીથી પકડયાં અને કહ્યું 'કેમ ? આજ ?'

એ ગેંગેં પેંપેં કરતાં બોલ્યો, 'માફ કરો, સરદાર !'

મેં કહ્યું, 'વિશ્વાસઘાતીને મારે હાથે માફ કેવી ?'

એણે કહ્યું, 'હું તમારો ગુલામ છું.'

'વિશ્વાસઘાતી ગુલામને પણ હું આજ શિક્ષા કરું છું.' એમ કહી મેં એની પીઠપર ખૂબ જોરથી એક લાત મારી. એ પાંચ હાથ દૂર ગબડી પડયો. મોંમાથી લોહી ઓકવા માંડયો. મેં કહ્યું, 'ઉઠ, ચાલ !'

"એને લઇને હું ચાલ્યો. હું ? આહ ! હું તે વખતે એક રાક્ષસ જેવો થઈ ગયો હતો. મારું મજાનું મંડળ–ટોળી–આ વિશ્વાસઘાતીને લીધે જ ભાંગી પડયું ! શયતાન ! !

"મેં ખીસ્સામાંથી છરો કાઢયો. એના બંન્ને કાન કાપી નાખ્યા. એ તો બેભાન થઇ જમીન પર ઢળી પડયો. મારા મગજમાં તો આગ લાગી હતી. હું ત્યાંથી નાસી છૂટયો.

"પછી એણે–કાનકટાએ–પોલીસમાં જઇ અરજી કરી. એક દિવસ એતો દવાખાનામાં જ સ્વધામ પહોંચી ગયો. હું પણ પકડાઇ ગયો. મને ફાંસીનો હુકમ થઇ ગયો છે. જે થયું છે તે બરાબર જ થયું છે. કેમ ઠીક છે ને ? પેલાનો જીવ તો મેં આખરે લીધો જ ને ? ખેર, ફાંસીની મને ચિંતા નથી. ચોરી કરતાં કરતાં જીવ પણ કંટાળ્યો હતો. સાધારણ ચોરીઓમાં મને મજા નહી પડતી. ખૂબ અક્કલ વાપરતો. એવા અક્કલબાજ અને હિંમતવાન સાથીઓ પણ હવે મળે છે કયાં ? એટલે જ હવે જીવનમાં કંઇ ખાસ આકર્ષણ રહ્યું નથી. મરતા પહેલાં વિશ્વાસઘાતીને સ્વહસ્તે

સજા કરી, તે કંઇ ઓછા આનંદની વાત ના કહેવાય ! જરા બીજા એકાદ બે ચોરીના કિસ્સા કહું. એટલે હું કેટલો અક્કલબાજ છું તે તમને સમજાઈ જશે. મારી આવી અક્કલને ફાંસીને દોરડે લટકવું પડશે ! ખરેખર ! એ એક અફસોસની વાત છે. પણ ખેર, દેશનું એટલું દુર્ભાગ્ય !!"

એની વાત સાંભળતાં મને તો રોમાંચ થઈ આવ્યાં. આ પિશાચ–આ રાક્ષસનો સાથ કોણ જાણે કયારે છૂટશે ?

એણે કહ્યું, "તમે બહુ ભલા–સીધા માણસ લાગો છો. રામ રામ ! ફાંસીએ ચઢાવી દેશે ? હજુએ તમને અફસોસ થાય છે ? અરે યાર ! એમાં જ મજા છે. એ શું નથી જાણતા ? મોજ કરો, આનંદ કરો. લોકો જાણશે કે આ માણસ તો ફાંસીને લાકડે જતાં પણ ડરતો નથી. એને મન તો મૃત્યુ રમત માત્ર છે. જોઇને બધાએ સ્તબ્ધ અને અવાક થઈ જશે. બહાદૂર કહેશે. મને જુઓને ? કેવો લ્હેર કરું છું? છેત્રટની ઘડીએ અફસોસ કરવાથી કંઇ પરીણામ મળવાનું છે?"

મેં કહ્યું, "તમે ખરેખર ! મહાશય છો."

ફરી પાછો એ ખોંખારીને હસી પડયો. એના એ ખડખડાટ હસવાથી તો આખો ઓરડો ગાજી ઉઠયો. એણે કહ્યું, "ઓહો ! મહાશય ! તમે મોટા લોક છો એતો મને ખબર જ નહી, તમારા જેવાઓને પણ ફાંસી દે છે એ ખૂબ નવાઈની વાત છે !"

એની વાતો વ્યંગપૂર્ણ હતી. હું ચૂપ રહ્યો. એ કહેવા માંડયો, "શું તમારે હવે ફક્ત આચાર્ય આવે એટલી જ વાર છે ? ઠીક, તમે તો મોટા જમીનદાર છો. ફાંસીએ ચઢવા

જઈ રહ્યા છો. તમારો આ સુંદર કોટ શું કામ વ્યર્થ બગાડો છો ? મને આપી દો. ટાઢ પણ ઓછી લાગશે નહી તો તે વેંચી કરીને ચીરૂટ મંગાવવાની ગોઠ કરીશ. ”

મેં કોટ ઉતારી દીધો તો ખરો પણ ટાઢને લીધે શરીર ધ્રૂજવા લાગ્યું; એણે કહ્યું, “ તમે રાજા માણુસ છો. આ ટાઢ તમે સહન નહી કરી શકો. રહેવા દો, તમે પોતાનો કોટ પહેરી લ્યો. ”

એણે કોટ મારા તરફ ધકેલ્યો, મેં કહ્યું, “ નહી, હું સહન કરી લઇશ. કોટ તમે લઇ લો. ” બારી પાસે જઈ તે કોટને બરાબર જોવા લાગ્યો. થોડીવાર સુધી આડોઅવળો કરી તપાસી જોયો, પછી બોલ્યો “ આતો તદ્દન નવો જ જણાય છે. ઠીક, તમારી મહેરબાનીથી છ અઠવાડીયાં સુધી ચીરૂટ અને તમાકુનો ટોટો નહી પડે. ધન્યવાદ, મહાશય ! કંઈ માઠું ન લગાડશો, અમે તો ગરીબ રહ્યા, વાત કરતાં તો આવડે જ કયાંથી ?”

એ વખતે જ જેલના ઉપરી અંદર આવ્યા, મને એક પેહેરેદારની જવાબદારી પર તેના હાથમાં સોંપ્યો અને મારી જોડે હતો તેને એ પેહેરેદારોના હાથમાં સોંપી તે બહાર ચાલ્યા ગયા.

અમે પણ બહાર આવ્યા. બહાર આવી એણે કહ્યું, “ ભૂલશો નહી, મહાશય ! અહીંની આ આપણી છેલછેલ્લી મુલાકાત છે. હવે તો છ અઠવાડીયાં પછી જ મળીશું. તમે ત્યાં જઇ મારી વાટ જોજો. ”

એની વાતો સાંભળી મારું હૃદય કંપી ઉઠયું. એ શું કહે છે ? ગાંડીયો છે કે બેવકૂફ ? એ કોણ છે ? ?

## ૧૪

એ ખૂબ મજાનો માણુસ હતો. મારો કોટ લઇને ચાલતો થયો. શું મેં દાન કરી દીધો ? ના, ના, બરાબર દાન તો નહી. મને થયું કે એ કદાચ મશ્કરી કરતો હશે, ને શરમનો માર્યો પાછો ન લઇ શકયો ?

પાકો ને પુરાણો ચોર છે. જેને પગથી છુંદી નાખું, એ આજ મને મિત્રના નામથી સંબોધન કરી ગયો ! ! !

મારું હૃદય ક્રોધથી સળગી ઉઠયું. મૃત્યુ મારે માથે જ ભમે છે. બસ, હવે તો નિર્દયની માફક એ મને પૂરો કરી નાખશે. હજુ સુધી મારા હાડેહાડમાં મુડીવાદીઓનો અહંકાર ભર્યો છે ! મૂર્ખ છું–હું બેવકૂફ છું ! !

ફાંસીનો દોર ગરીબ કે તવંગરનો ખ્યાલ નહી કરે. જે લોકમાં હું જઈ રહ્યો છું ત્યાં પણ ધનવાન ને નિર્ધનનો વિચાર સરખો નહી હોય.

જે દોર એના ગળે નંખાશે એ જ દોર મને પણ પાર પહોંચાડશે. મુક્તિ આપશે. હા, હા, એતો મારો મિત્ર છે ! પરમ મિત્ર છે !

## ૧૫

અંધિયાર ને પવન વિનાની એક નાનીશી કોટડીમાં પાછો હું કેદી છું. શું હું કેદી થઈ ગયો એટલે પ્રકાશ અને હવા પર મારો કંઇ અધિકાર જ નહી ? ન્યાય ને વિચારને નામે એક મનુષ્ય બીજા મનુષ્ય પર આવો અન્યાય કેમ કરે છે ? ? જો સજા કરવાનો જ એનો હેતુ હોય તો આનાથી ઓછે

ખચ વધારે સહેલા ઉપાયો ક્યાં નહોતા ? જુના જમાનામાં થતું હતું તેમ એક કોથળામાં બાંધી દઈ નદીમાં ડુબાડી દેવાથી બધુંયે કામ પતી જાય. આટલી જબરદસ્ત તૈયારીઓ અને સખત પહેરાની ખાલી પંચાત જ મટી જાય.

ઓરડીમાં બિછાનું નહોતું. મેં ચોકીદારને બોલાવીને બિસ્તર લાવવા માટે કહ્યું. એ મૂઢની માફક મારી તરફ જોઈ જ રહ્યો, જાણે આખું આભ તૂટી પડયું હોયને ! ! એને કદાચ નવાઈ લાગતી હશે કે જે માણસને ૭ કલાક પછી ફાંસીએ ચઢવાનું છે તેને તે વળી બિસ્તરની શી જરૂર !

ગમે તેમ હોય, પણ એ જ વખતે જેલના ઉપરીએ ઓરડીમાં બિછાનું મંગાવી દીધું. એ ખૂબ માયાળુ છે. મરતી વખતે કંઇ નહી તો એની દયાનું સ્મરણ કરતો કરતો મરીશ. કોટડીના દરવાજા આગળ એક પેહેરેદાર ઉભો હતો, એટલા જ માટે કે બિછાનાની ચાદરથી હું જાતે ફાંસો ન ખાઇ લઉં અને સરકારના ચંડાળોને દગો ન દઉં ! !

## ૧૬

ટન્ ટન્ ટન્ દસના ટકોરા થાય છે.

મને મેરીનું સ્મરણ થયાં કરે છે. અભાગિની કન્યા મેરી ! ૭ કલાક પછી હું કયાં હોઇશ ને આ પૃથ્વી કયાં હશે ? દવાખાનાના મેજ પર મારું પ્રાણહીન શરીર પડી રહ્યું હશે. શરીરની ચીરં–ચીરા કરશે ત્યારે એમને ટાઢક વળશે. મારી નસે નસ કાપશે. હાય, મેરી ! તારા પિતાના જીવનનું આ અંતિમ ! !

તોએ આજના એના વ્યવહારથી કહેવાય નહી કે એ મારી

ઘૃણા કરે છે. બધાનાંએ મન કરુણાથી છલકાય છે. મારી ચાકરીમાં કંઇ પણ ખામી રહેતી નથી. આટલું કરવા છતાંયે એ મને જીવવા નહીજ દે ? કરુણા–પણ હાય ! કેવી અર્થ વિનાની આ કરુણા ! ! મારી હત્યા તો એ લોક અવશ્ય કરવાનાજ ! કોઈ પ્રકારે એ રોકાય તેમ નથી.

બિચારી મેરી ! અભાગિની બેટી ! તું બાપનાં લાડમાં મસ્ત હતી. પિતાની એક ચૂમીથા તું સંતુષ્ટ થઈ જતી. જ્યારે તારા સુંદર વાળના ગુચ્છાને લઇ હું હાથથી મરોડતો, તે સાથે રમતો–ત્યારે તારા મૃદુ અને ગુલાબી ઓઠમાંથી હાસ્યના ફુવારા ઉડતા. આનંદનું એ હાસ્ય આખાયે ઘરમાં એક સંગીતધ્વંનિ ભરી દેતું. ત્યાર પછી રાત્રે સૂતા પહેલાં તારા પિતાની સાથે તું હાથ જોડી બેસી જતી અને તારું વન્દના–ગીત આખાયે દિવસની મહેનત અને થાકને દૂર કરી દેતું. અહા, તારી આરાધના કેવી આવેગભરી હતી ! ! એવું મારું સુખ સામ્રાજ્ય ! હાય ! આજ એ બધું સ્વપ્ન રૂપે પલટાઇ ગયું. હાય ! પ્રિય બેટી ! એવી રીતે તને છાતી સરસી ચાંપી તારા મુખ પર ચૂમીની ઝડીઓ કોણ વરસાવશે ? એમ તને કોણ લાડ લડાવશે ? લોકોનાં નાનાં-નાનાં બચ્ચાંઓ પોતપોતાના બાપની સ્નેહભરી ગોદમાં બેસી કોઇ મેળા કે તમાસામાં હસતાં કૂદતાં જશે, એ વખતે તારી આંખોમાં વેદનાનાં આંસુ તરી આવશે. એ હૃદય ભેદી વેદના તારા સુંદર વદનને મ્લાન કરી દેશે. તારી દુઃખપૂર્ણ આંખો અહીં–તહીં ખાલી નજર કરતી ભટકશે. નૂતન વર્ષે અને પોતાના જન્મ દિવસે તને કોઇ ભેટ નહી મળે.

કોઈનાંએ લાડ તને રૂચશે નહી, હાયરે મારી અભાગિની કન્યા ! તારા પુષ્પ જેવા પ્રાણુને શું કોઇ પણ તૃપ્ત નહી કરે ? પિતાહીન અનાથ મેરી ! !

જો એ ' જ્યૂરી ' એકવાર મેરીને જુવત તો આ મોતની સજા કરતા પહેલાં એમને એનો વિચાર આવત. એનાં સજલ નેત્રો સામે જોવાથી જરૂર એમનું ચિત્ત ચળત એમાં કંઇ સંદેહ નથી, ચોક્કસ કંઇ જ સંદેહ નથી. મેરીને માટેજ કદાચ મારા પ્રાણુ બચી જાત.

મેરી ! જ્યારે તે મોટી થશે. જ્યારે એનામાં સાન આવશે. બધું સમજતી થશે ત્યારે હું કયાં હોઇશ ? એ વખતે મારા નામ પર પેરિસના ઇતિહાસમાં કાળી ટીલી ચોંટેલી હશે. મારું નામ સાંભળી શું એનો આત્મા કંપી નહી ઉઠે ? મારું નામ સાંભળતાંજ શરમનુ માર્યું એનું અંતઃકરણુ ફાટી પડશે. લોકોનો તિરસ્કાર એને પણુ હંમેશ રીબાવશે. મેરી ! મારી પ્રિય પુત્રી મેરી ! પિતાના નામ પર શું તું સહાનુભૂતિનાં અશ્રુનાં બે ટીપાં નહી પાડે ? કે પછી તિરસ્કારના તણુખા મારા નામ પર વરસાવીશ ? નહી, નહી, મેરી ! તું અશ્રુનાં બે ટીપાંથી જ મારું તર્પણુ કરજે–હું એથી તૃપ્ત થઇશ. • માત્ર બે ટીપાં આંસુડાં ! ! ! હાય, ભગવાન્ ! એવો તે મેં શો અપરાધ કર્યો છે–એવાં તે મેં શાં મહાપાપ કર્યા છે કે સમાજ આમ નિર્દય અને નિષ્ઠુર રીતે મને ગરદન મારવા તૈયાર થયો છે ?

આજનો સૂરજ આથમશે ત્યારે હું કયાં હોઈશ ? આ પૃથ્વીનું સમગ્ર અસ્તિત્વ મારે માટે તો તે વખતે હતું–ન

હતું થઈ જશે. આજ મારા જીવનનો અંતિમ દિન છે. આ તે શું સત્ય છે કે સ્વપ્ન છે ?

બહાર શેનો કોલાહલ થઇ રહ્યો છે ? કદાચ મારું મોત જોવા લોકોનાં ટોળાં ઉભરાતાં હશે. ટીખળી ટોળાં, પેહેરેદારો, બનીઠની આવેલા આચાર્ય–એ બધાંએ મને જોવા કેટલાં આતુર થઇ ગયાં છે ! મૃત્યુ ? તું આજ શું સાચેસાચ મને ભરખી લેશે ? હું–જે અહીં બેઠો છું–શ્વાસ લઉં છું, વાતો સાંભળું છું, વાયુનો સ્પર્શ અનુભવું છું, એવા મને ? શું હું મરી જઇશ ?

## ૧૭

**આ** બધું શું હું નથી જાણતો ? હા, જાણું તો છું. પ્લે–દ–ગ્રીવની પાસે થઈને જઇ રહ્યો હતો, એ તો કેટલાયે દિવસની વાત છે. તે વખતે દિવસના અગીયાર વાગ્યા હતા. અચાનક મારી ગાડી અટકી ગઇ.

રસ્તાપર હજારોની ભીડ હતી. ગાડીમાંથી મેં ડોકીયું કરી જોયું તો આખોયે રસ્તો નાના મોટા, જુવાન–વૃદ્ધોથી ખીચોખીચ ભરેલો હતો. ચારે બાજુ અસંખ્ય માથાં દેખાતાં, જાણે માથાંનો મહાસાગર ! દીવાલપર, છાપરે, ઝાડની ડાળીપર–કોઇપણ જગા ખાલી નહોતી. આ–ઘે ફાંસીનો માંચડો જણાતો હતો. ફાંસીનો બધો સામાન તૈયાર હતો.

આજ પણ એ જ દિવસ છે, પરંતુ આજે હું પ્રેક્ષક નથી. આજ તો લોકોનાં ટોળાં મને જોવા માટે ઉલટયાં છે. એવી જ ભીડ થશે.

ફક્ત એક દોરીએ લટકી પડવાનું! એની સાથે જ પલકારો મારતાં મારતાંમાં તો ગાઢ અંધકારમાં હું પેસી જઇશ–અંધારું ઘોર!! તે પછી ?—

એકાદો પત્થર પણ મળી જાત તો અહીં માથું ફોડી મરત!!!

માફી! અરે! મને માફી દઇ દો! મને ક્ષમા કરો. કદાચ માફી મળી પણ જાય! રાજાને દયા આવી જાય તો? કદાચ માફીના ખબર લઇ રાજદૂત આવતો હશે. આવ, દૂત જલ્દી આવ, આ બધું અંધારું એકદમ અલોપ થઈ જશે. હું એક જ્યોતિર્મય રાજ્યમાં પ્રવેશ કરીશ. જયના ઉલ્લાસથી મારું માનસ સામ્રાજ્ય પ્રફુલ્લિત થઇ જશે.

મને પ્રાણની ભીક્ષા આપો! સ્નેહ અને મમતા ભરેલી આ સુંદર પૃથ્વી! મારા પ્રાણ એને છોડવા ચાહતા નથી. મારી રક્ષા કરો! તપાવેલા લોખંડથી મારે શરીરે ડામ દો, મને કંઇએ ના જવા દેશો, વીસ કે પચીસ વર્ષ સુધી મને કેદમાં પૂરી રાખો. માત્ર આ આકાશ, સૂર્ય અને હવાથી મને વિખૂટો ન પાડો, કેદી–એ પણ ચાલે છે. વિચાર કરે છે, વાતો કરે છે. એ પણ સુખી હોય છે. ફકત આ પ્રાણ લેવા છોડી દો, મને એ ભિક્ષામાં આપી દો. બસ! બીજું કશું નથી માગતો.

## ૧૮

આચાર્યજી પાછા આવ્યા. સફેદવાળ, નમ્રપ્રકૃતિ અને મીઠી મીઠી બોલી! એમને જોતાં તો એમનામાં શ્રદ્ધા ઉપજે.

આજ સવારે પણ મેં એમને કેદીઓને જ્ઞાન–બોધ કરતા

જોયા છે, પરંતુ એથી મારું શું વળ્યું ? એમની વાતોમાં મારું મન નથી ચોટતું. પાણી જેમ કાચ પરથી સરી જાય છે તેમ એમની વાતો પણ મારા મનમાંથી સરી જાય છે.

આમ છતાંયે એમને જોઈને કંઇ શાતા વળી. ચારે બાજુના બિભત્સ દ્દષ્યની વચ્ચે મને એમનામાં કોમળતા જણાઇ.

અમે બંન્ને બેસી ગયા, એ ખુરશી પર અને હું મારી ફાટીતૂટી પથારી પર ! !

એમણે કહ્યું, " ભાઈ ! "

એમના સંબોધનથી મને જરા ટાઢક વળી.

એમણે પૂછ્યું, " શું ઇશ્વર પર તમને વિશ્વાસ છે ? "

મેં કહ્યું, " હા. "

" આ ઉદાર કેથોલિક ધર્મ–શું એના પર તમારી શ્રદ્ધા છે ? "

મેં ઉત્તર દીધો, " અવશ્ય. "

" તો સાંભળો, " આચાર્ય કહેવા માંડયા. શું કહેવા માંડયા તે મને યાદ નથી, કયાં સુધી કહ્યાં કર્યું તે પણ મને યાદ નથી. એકદમ જ એમણે કહ્યું " શું ? " હું બીજી બાજુ જોઇ રહ્યો હતો. ચમકી ઉઠયો. હું ઉભો થઇ ગયો અને બોલ્યો, " દયા કરી મને એકાંતમાં રહેવા દો. મને કંઇ જ ગમતું નથી. "

" તો હું હવે કયારે આવું તે કહો. "

" હું કહેવડાવી દઇશ. "

એ ઉઠીને ઉભા થયા. ધીરે અવાજે એ બોલ્યા,

“ નાસ્તિક ! ” નાસ્તિક ? નહી. હું ગમે તેટલો નીચ હોઇશ પણ નાસ્તિક તો નથી જ. પરમાત્મા જાણે છે કે એના તરફનો મારો વિશ્વાસ કેટલો દૃઢ અને ગંભીર છે. પરંતુ આ આચાર્ય શું નવું સમજાવશે ? મારા દુ:ખી આત્માને તૃપ્ત કરવાની શક્તિ એમાં કયાં છે ! એનું સામર્થ્ય કેટલું ! પગાર લઇ બે ચાર ગોખી રાખેલા શબ્દોના ઉચ્ચારથી તે કોઇને કંઇ શાંતિ મળતી હશે કે !

ખૂની અને લુટારુઓની સામે ગોખી રાખેલાં વાકયો બબડી જવાનો જેનો ધંધો છે, એ જ વ્યકિત જો ક્ષુબ્ધ આત્માને શાંત કરવાની ચેષ્ટા કરે તો એ ધૃષ્ટતા નહી તો બીજું શું ! ભગવાનને નામે આ કેવું પાખંડ ચાલે છે ! વિધાતાને નામે આ કેવી મશ્કરી ! ! આમ હોવા છતાં આ દુષ્ટ પ્રથા રાજ તરફથી ટેકો મેળવી કેટલાયે વખતથી ચાલ્યાં જ કરે છે, અફસોસ !

પરંતુ આ બુઢ્ઢા આચાર્ય ! એમનો પણ શો દોષ ? એમનું શિક્ષણ અને જ્ઞાન કેટલાં ? ? થોડીક રૂપરડીના લોભે તે આ કામ કર્યા કરે છે. એ જ એમના જીવનનો આધાર. નહી તો આ પેટ કેમ ભરાય ? મારે આવી અશ્રધ્ધા ન દર્શાવવી જોઇએ. પણ બીજો ઉપાય શો ! મારા શ્વાસના સ્પર્શથી તો ચારે દીશાઓ સળગી રહી છે, મોઢામાંથી ઝેર વહી રહ્યું છે. હું શું કરું ! ભવિતવ્ય કઠિન છે.

પેહેરેદાર મારે માટે જાત જાતનાં ભોજન લાવ્યો. બસ ! આ જ મારા જીવનનું આખરી ખાણું ! !

આજ પર્યંત ખૂબ ખાધું છે. આવી તુચ્છ ઘૃણા, નીચતા ! ! નહી—નહી, આ મારે ગળે નહી ઉતરે !

## ૧૯

માથે ટોપો પહેરી અકસ્માત એક માણસ સામે આવી ઉભો. જરા બેબાકળો દેખાતો હતો. બીજી કોઈ બાજુ તેનું લક્ષ્ય નહોતું. હાથમાં માપની દોરી–પટી–અને બગલમાં કાગળોનું બંડલ! આવતાં જ એ દીવાલ માપવા માંડયો. " ઠીક, પાંચ ફુટ, અહીં બદલવું પડશે." એવી એવી વાતો તે એક પેહેરેદાર સાથે કરવા માંડયો. કોણ જાણે બીજું કેટલુંયે બકવા માંડયો.

પેહેરાવાળાને મોઢેથી સાંભળ્યું કે તે એક કોંટ્રાકટર છે. જેલખાનું નવું થશે, એ માટે જ એ માપ લે છે.

કામ પૂરું કરી એણે મને કહ્યું, " શું તમને આજ ફાંસી દેવાની છે?" મેં કંઇ જ ઉત્તર ન દીધો. એ ટગર-ટગર મારી સામું જોઇ રહ્યો. એણે કહ્યું, " ૭ માસ પછી તો આ જેલ ઓળખવી એ પણ અઘરું થઈ પડશે. બધુંયે બદલાઇ જશે. તે વખતે દેખાવમાં ખૂબ સુંદર થઇ જશે."

ટુંકમાં એના કહેવાનો ભાવાર્થ એટલો જ કે " હું મહા કમનસીબ છું કે મારે કરમે નવી જેલ જોવાનું લખાયું નથી."

એના મોઢા પર એક ફીકું હાસ્ય જણાયું. પેહેરાવાળે એને કહ્યું, " અહીં ઉભા રહેવાનો હુકમ નથી. તમારું કામ થઇ ગયું હોય તો બહાર આવી જાઓ."

એ ચાલ્યો ગયો. જે પત્થરની દીવાલનું એ પટીથી માપ લઇ ગયો હતો તે પત્થરની દીવાલની માફક હું નિઃસ્તબ્ધ બેસી રહ્યો.

એ વખતે એક બીજી મઝા થઇ.

પેહેરો બદલાયો. નવો પેહેરેદાર આવ્યો. એનો ચહેરો ભયાનક અને સ્વર તીવ્ર હતો, જાણે સાક્ષાત યમદૂત હોય ને ! ! પેહેરાવાળાએ કહ્યું, "કેમજી ! તમારા મનમાં કંઇ દયા માયા પણ છે કે નહિ ?"

મેં કહ્યું "ના."

મારા સ્વરમાં જરા કડકાઇ હતી. તે છતાં તે ખસવાનો ઓછો જ હતો ? એણે કહ્યું, "એક વાત કહું તે સાંભળો !"

મેં કહ્યું, "હું ઝાઝાં ટાયલાં સહન નહી કરી શકું."

એણે કહ્યું, "હું અત્યંત દુઃખી આદમી છું. ભાઇ, અભાગીઓ છું. જો તમે મારા પર કૃપા કરો તો હું તમારો સદાનો કૃતજ્ઞ રહીશ."

સદાને માટે ? પણ–"સદા" તો મારે સાંજ પહેલાં જ પૂરું થશે. મેં કહ્યું, "શું તું પાગલ થઇ ગયો છે ? જોતો નથી કે હું મરવાની તયારીમાં છું. એ વખતે હું કોઇનું શું કરી શકું ?"

તો પણ એ કંઇ છોડે તેમ કયાં હતું ? એ બોલ્યો, "અરે ; સાંભળો તો, ખરા !" ત્યારબાદ ચારે બાજુ જોઇ એણે ધીરે ધીરે કહેવા માંડયું, "જુઓ ભાઇ ! ખૂબ જ ગરીબ છું. આ કામ ખૂબ કઠણ છે અને પગાર પણ ઓછો છે. એટલે જ મહેરબાન ! કોઇ કોઇ વાર લોટરીની ટીકીટ ખરીદી લઉં છું. ઘડપણ માટે કંઇ કરવું તો જોઇએ ને ? પણ જુઓને ! સાત આઠ વર્ષમાં લોટરીની ટીકીટોમાં કેટલોયે ખર્ચ કરી નાંખ્યો છે છતાં એક પૈસો પણ

લાભ નથી થયો. જો ૭૬ નંબરની ટીકીટ ખરીદું છું તો ૭૭ નંબરવાળો જીતી જાય છે અને ૭૭ નંબરની ખરીદું તો ૭૬ અથવા ૭૮ નંબરવાળાનું નસીબ ખુલી જાય છે. ખેર, તો હવે મેં શો વિચાર કર્યો છે તે જાણો છો ?" એમ કહી તેણે બરાબર મારા સામું જોયું.

મેં કહ્યું, "શો વિચાર કર્યો છે ?"

એણે કહ્યું. "કદાચ તમારી દ્વારા મને તે મળે ખરું."

મેં આશ્ચર્યથી એના સામે જોઈ કહ્યું, "મારી દ્વારા મળે ?"

એણે કહ્યું, "હા, બધુંયે તમારા હાથમાં છે. જુઓ, માણસ મરી ગયા પછી ભૂત ભવિષ્ય અને વર્તમાન એ બધુંયે જોઈ શકે છે. અને તમે તો થોડાક કલાક પછી મરવાના છો જ. એટલા માટે તો કહી રહ્યો છું કે શું જાણો છો—મને જો તે વખતે બરાબર ટીકીટનો નંબર કહી દો તો બસ ! એજ નંબરની ટીકીટ ખરીદું; અને રાતોરાત મોટો માણસ થઈ જાઉં, આ નોકરી છોડી દઉં અને ખૂબ મોજમજાહ ઉડાવું. જુઓ, ભૂતથી હું ડરતો નથી. સમજ્યાને ? કંઇ વાંધો નથી. મારું નામ કાસેપાચીકર છે. બી નંબર 'બારેક', ૨૬ નંબરનો ફલંગ–યાદ રહેશે ને ? તો આજે જ રાતે આવીને બતલાવી જજો. હોં ભાઇ ! આટલો ઉપકાર તો તમારે કરવો જ પડશે."

હું એની વાતનો જવાબ ન આપત–ઇચ્છા પણ નહોતી થતી. પણ એક ઉન્મત્ત આશા મારા મનમાં જાગ્રત થઇ. એક વાર છેલ્લી કોશીશ કરી લઉં ! ! મેં કહ્યું, "જો, ધન જોઇએ છે ને ?"

"હા, હા, એ જ, એ જ ! બીજું શું ?"

મેં કહ્યું, "ઠીક ઠીક. હું તને ખૂબ ધન આપીશ. જો તું એક કામ કરે તો."

એની આંખો લોભથી ચમકી ઉઠી. એણે કહ્યું, "કહો, કહો, હમણાં જ કરીશ. ભલે ગમે તેટલું સખત કામ હોય પણ પાછો નહી પડું."

મેં કહ્યું, "ફકત આપણે પરસ્પર પોષાક બદલી લેવો પડશે. બસ ! બીજું કંઇ જ નહી."

"બસ ! એજ કામ ! ઓહ ! હમણાં જ કરી દઉં છું." એમ કહી તે પોતાના કોટનાં બટન ખોલવા માંડયો.

હું ઉઠીને ઉભો થયો. છાતી ધડકવા લાગી. એક ક્ષણનો પણ વિલંબ નહી, નહીતો બધું ઉંધું વળી જશે. વાહ, ભગવાન ! ધન્ય છે તને ! પળભરમાં કલ્પના-નેત્રથી મને તો જણાયું કે મારી સામે જાણે બધાયે દરવાજા ખુલી ગયા છે, કયાંયે કંઇ વાંધો નથી. ખુલ્લા આકાશ નીચે હું ઉભો છું, માથાપર થઇ ઉંચે પંખીડાંનું ટોળું ગીત ગાતું ગાતું આકાશ માર્ગે ઉડી રહ્યું છે. સ્નિગ્ધ ને શીતલ વાયુનો સ્પર્શ પણ મને થતો લાગ્યો. એ એક નવું જ જીવન હતું."

અકસ્માત પેહેરાવાળો અટકી ગયો ને બોલ્યો, "ઓહ ! તમારો હેતુ સમજી ગયો. નાસી છુટવા માગો છો, ખરુંને ?"

મેં ગળું સ્પષ્ટ કરતાં કહ્યું, "નહી તો તને રૂપીયા શાના આપું ?" એ તો પાછો કોટનાં બટન બીડવા લાગ્યો. મારા હૃદયમાંથી એક વીજળી પસાર થઇ ગઇ. મગજનું લોહી તપી ગયું !

એણે કહ્યું, "ના, એ તો કેમ બની શકે? એ કામ તો હું નહી કરી શકું. એ તો ઉપાધિ છે. મરી જઈને તમે નંબર જરૂર કહેજો. આમ ભાગી જંઇને—અરે રામ રામ!!"

હું બેસી ગયો. પગ ધ્રૂજતા હતાં. આશા નથી. કોઈ જ આશા નથી. નિરાશાની ગંભીર વેદનાથી શ્વાસ પણ રૂંધાવા લાગ્યો.

## ૨૦

બન્ને હાથે મોઢું ઢાંકી હું બેઠો હતો. ભૂતકાળની બધીયે વાતો સ્મૃતિપટ પર આવતી હતી. સ્વપ્ન જેવી મધુર અને વિચિત્ર કિશોરાવસ્થાની વાતો! દુર્ભાવનાઓ અને દુશ્ચિંતાઓના ભારી કંટકયૂથ સાથે સરખાવતાં એ મજાની વાતો જાણે શુભ્ર ને સુન્દર ફૂલોનો ઢગલો હોય ને?

પ્રફુલ્લ મુખ, નિશ્ચિંત હૃદય, ઉત્સાહભર્યું જીવન—એ કેવા સુંદર દિવસો હતા! બગીચામાં દોડાદોડ, ભાઇબંધોનો નિર્મલ પ્રેમ, એ એક સુખસામ્રાજ્ય જ હતું!! એ પછી કિશોરાવસ્થાનાં સ્વપ્ન—રાજ્યમાં નવા પ્રકાશનો ઉદય!! નિરાળા અરણ્યમાં એ મારી યુવતીબાળા!!

પદ્મ કળીશી આંખો, લાંબાલાંબા કેશ, ગૌરવર્ણ, ગુલાબી હોઠ—હસતાં—ગાતાં—મીઠી ગોઠડી કરતાં!

કલહનો તો પાર જ નહોતો. એનો સ્વભાવ શાન્ત અને મધુર હતો. માળામાંથી જ્યારે પક્ષી ચોરીને હું જ્યારે ઝાડ પરથી ધીરે ધીરે નીચે ઉતરતો ત્યારે એની દર્દભરી આંખો મારા સામું જોઈ રહી હતી. તે દહાડે એણે જરા

કડક થઇ કહ્યું, " તમે માળામાંથી કેમ નાનકડાં બચ્ચાં ચોરી લાવો છો? અહા! તમે ખૂબ નિર્દય છો."

મેં આવું બહાદુરીનું કામ કર્યું તેનાં વખાણ કરવાં જોઇએ તેને બદલે એ તો મારો તિરસ્કાર કરતી હતી. ક્રોધથી મેં એ જ પક્ષીને જોરથી એના મોં પર માર્યું. ઘેર પાછી ગઇ ત્યારે તેની માએ પૂછ્યું, "તારા મોઢા પર આ શેનો ડાઘ છે?" તેણે તરત કહ્યું, "પડી ગઈ હતી."

એ પછી તો કેટલીયે વાર મારી સાથે નદી કિનારે ફરવા આવતી. કદી ધીરે ચાલે, તો કદી ઉતાવળે કિનારા પરથી નદીના તરંગો જોતાં. સંધ્યા ખીલતી અને ચારે બાજુ ધીરે ધીરે અંધકારને લીધે બધું ઝાંખું થતું જતું હતું. મૃદુ સંગીત સાથે નદીનાં જલ કીનારે અથડાઇને બહાર ઉછળતું હતું. અમારા કંઠનો સ્વર પણ એવો જ મૃદુ થઇ જતો. કેટલીયે વાતો કરતાં. દેશ–વિદેશની, પ્રેમની–પ્રણયની. કોકકોક વાર એનું મુખ લજ્જાથી લાલ થઇ જતું–ના લાલ નહિ પણ લગભગ ગુલાબી.

એતો ગરમીના દિવસોની વાત છે–સાંજને વખતે બગીચામાં બદામના ઝાડ નીચે અમે બેઠાં હતાં.

અચાનક પેપાના હાથમાંથી રૂમાલ પડી ગયો. મેં એ ઉપાડી લઇ એના હાથમાં આપ્યો. સ્પર્શથી હાથ ધ્રૂજી ઉઠયો.

પેપા એકદમ બોલી, " આઓ તો ખરા! જરા દોડીએ." એ દોડી. કેશના ગુચ્છા ઝાલરોની જેમ ઝૂલી રહ્યા છે--નાચી રહ્યા છે. ગરદન પર કંઇક અજબ પ્રકારનો લાલ રંગ જણાતો. લાલ વાદળપર જાણે રેખા!!

એક કુવા પાસે તે બેસી પડી. લલાટપર મોતી જેવાં પસીનાનાં બિંદુ!! હું એની લગોલગ જઇ બેઠો. એ હાંફતી હતી. શ્વાસ કંઈક રૂંધાતો હતો. મેં એની તરફ જોયું.

પેયાએ કહ્યું, "કંઈક વાંચો, હજી અજવાળું છે. તમારી પાસે પુસ્તક હોય તો કાઢો, ખીસ્સામાં જ હશે."

મારા ખીસ્સામાં એક નવલકથા હતી. મેં એ કાઢી. મારા ખભા પર એનું માથું નાંખી એ વાંચવા માંડી. ભણુવા લખવામાં એ ખૂબ હોશિયાર હતી. એની બુદ્ધિ પણ અત્યંત તેજ હતી.

થોડીવાર વાંચ્યા પછી એણે મારી સામું જોઇ પૂછ્યું "તમે સાંભળો છો ખરા કે નહી?" સાચે જ! હું તેના તરફ જોઈ જ રહ્યો હતો. સાંભળવાની ફુરસદે કયાં હતી?

એણે માથું ઉઠાવ્યું, કે અમારા વાળ ગુંચાઇ ગયા.

એ પછી ફરીથી જ્યારે પુસ્તક ખોલ્યું ત્યારે આસમાન-માંનું તારલીયાઓનું જૂથ અમને જોઇ મલક મલક કરી રહ્યું હતું.

ઘેર આવી તેણે પોતાની માને કહ્યું, "મા! આજ અમે બંન્ને ખૂબ દોડયાં છીએ." હું કંઈ જ બોલી ના શકયો. એણે પૂછ્યું "કેમ? તમે ચૂપ કેમ રહ્યા?"

ચુપ કેમ રહ્યો? આનંદ ને હર્ષની ધારા મારા હ્રદયમાં વહી રહી હતી. એ સ્નિગ્ધ–સુંદર સંધ્યાની વાત આ જીવનમાં કદાપી મારાથી ભૂલાય જ કેમ?

આ જીવન? હાય! હવે કેટલીવાર માટે છે?

## ૨૧

કોણ જાણે કેટલા વાગ્યા હશે ? ચિંતાસમૂહના કોલાહલથી માથું ભમી રહ્યું હતું.

ગુન્હાની વાતનો ખ્યાલ માત્ર કરતાં કંપારી છૂટે છે. પરંતુ પાછળથી આમ વ્યર્થ ચિંતા કરવાથી હવે શો લાભ ! !

સજા પહેલાં પશ્ચાત્તાપનો જે ભાર હૃદયને ભારેખમ કરી મૂકતો તે હવે ક્યાં રહ્યો છે ? મૃત્યુ સિવાય બીજી કોઇ વાત વિચારવાનો વખત પણ ક્યાં છે ? ભૂતકાળનાં સંસ્મરણો મનમાં આવતાંની સાથે જ ફાંસીનો દોર આંખો આગળ દેખાય છે. એ સુંદર બાળપણ, એ મધુર કિશોરાવસ્થા, આહ ! એ બધુંયે આજ ફાંસીના માંચડે ખલાસ થઇ જશે ! ! ભૂત અને વર્તમાનની વચ્ચે એક........જે કોઇ મારું જીવન-ચરિત્ર વાંચશે એનાં ભવાં કદાચ તિરસ્કારથી ચઢી જશે. પણ શું હું સાચેસાચ એટલો ખરાબ છું ? નહી–કદી નહી.

થોડા જ કલાકમાં બધી ચિંતાઓ અને ભાવનાઓનો અંત આવી જશે. આમ છતાંયે એ દિવસોને વીત્યે હજુ બહુ દિવસ નથી થયા. ત્યારે, તો હું નદી કિનારે, તરુઓની છાયામાં ઉપરથી ખરેલાં પાંદડાં ખૂંદતોખૂંદતો સ્વચ્છંદ ઘૂમતો હતો.

મારા આ બંધીયાર ઓરડાની આજુબાજુમાં અત્યારે તરુણ–તરુણીઓનાં સુખ–ગુંજન અને બચ્ચાંઓના ઉમંગભર્યા કિલકિલાટે ભર્યાં કેટલાંયે ઘર હશે. આશા–નિરાશા અને સુખદુઃખનો ભાર લઈ અત્યારે પણ કેટલાંયે નર–નારી બહાર રસ્તાપર ફર્યા કરતાં હશે. ફેરીયાઓ બૂમો પાડતા

પાડતા ફેરી ફરી રહ્યા હશે. કોઇ કુંજઘટામાં યુવક પોતાની પ્રિયતમાને આલિંગનથી બાંધી લઇ પ્રગાઢ પ્રેમ સાથે ચુંબન કરી રહ્યો હશે. જીવનના ફૂવારા ચારે બાજુ ફૂટતા હશે. અને હું ? ?

પહેલાંની વાતો યાદ આવ્યા કરે છે. નોટરડમમાં ઘંટ જોવા આવ્યાં હતાં ત્યારે હું તો બાળક હતો. અંધારામાં વાંકીચૂકી અસંખ્ય સીડીઓ વટાવતાં વટાવતાં મને તો ચક્કર આવવા લાગ્યા હતા. ઉપર ચઢીને જોયું તો જાણે આખા પેરિસ શહેરને કોઇએ ગલીચો બનાવી પગતળે બિછાવી દીધું હોયને ! ! !

ત્યારપછી ઘંટ જોયો. કેટલો ભારે એ ઘંટ હતો ? હું શહેર જોવામાં ગરકાવ થઈ ગયો હતો. એ ઉંચા મિનારા-પરથી નીચે સડક પર ચાલતા લોકો તદ્દન નાના નાના ઢીંગલા જેવા દેખાતા. આ બધું હું જોઇ રહ્યો હતો એટલામાંજ ભીષણ ઘોરની સાથે પેલો ઘંટ વાગ્યો. અવાજથી મિનારો કંપી ઉઠયો. મારા હાથ પગ ધ્રૂજવા લાગેલા. હું જમીનપર બેસી ગયો. ઘંટાનો અવાજ બંધ રહ્યો છતાંએ એનો રણકાર હજીએ પડઘા રૂપે ત્યાં ગુંજી રહ્યો હતો.

આજપણ બરાબર એવુંજ લાગે છે. ઘંટા—ધ્વનિતો નથી પણ ચારે બાજુ કોલાહલ મચી રહ્યો છે. એક અસ્પષ્ટ શબ્દના ઝણકારથી કાન ભરાઇ જાય છે. કપાળની નસો ધક ધક તપી રહી છે. ભૂતની માફક હું મારી ચારે તરફ જોઇ રહ્યો છું. અસંખ્ય નર—નારી હર્ષમાં કોલાહલ કરતાં હાલીચાલી રહ્યાં છે. એ અવાજ એમનોજ ઉલ્લાસધ્વનિ છે ને ?

ભિલા–હોટલના ઉંચા ઘુમટનું ઘડિયાળ અહીંથી દેખાય છે. પ્લે–દ–ગ્રીવ્હની કઠોર પત્થરની દીવાલો તરફજ એ ઘડિયાળ તાકી રહ્યું છે. કેટલાયે દિવસની જૂની એ દીવાલ ! એ જૂની ઘડિયાળ એની પ્રિય સખી હોય એમ લાગે છે.

જે દિવસે કોઈનું જીવન ફાંસીના દોરે લટકી કોઈ અજ્ઞાત લોકના મહાન અંધકારમાં પહોંચી જાય છે ત્યારે એ પ્લે–દ–ગ્રીવ્હના બધાએ દરવાજાની સામે અસંખ્ય પેહેરેદારોની કુતુહલ દૃષ્ટિ જામે છે. એમનું લક્ષ્ય સ્થાન બિચારા અભાગીઓ મૃત્યુ પંથના યાત્રીઓ હોય છે. એ લુબ્ધ દૃષ્ટિની આગમાં તો એની બધીયે વીતી ખતમ થાય છે. સંધ્યાની લાલિમામાં પણ પેલી હોટલની ચકચકતી ઘડિયાળ ચંદ્રમાની જેમ હસી રહે છે.

એક ને પંદર મિનિટ !!!

મારી એ વખતની દશા ! માથામાં અસહ્ય પીડા ! જાણે કોઇએ અંદર આગ ચેતાવી હોયને !! જ્યારે બેસું છું કે ઉભો થાઉં છું ત્યારે લાગે છે કે માથાની અંદર કોઇ બાંધેલી નદીનો આછો ધોધ ખળખળ કરતો વહીજતો હોયને ! જાણે માથાનાં બંધન તોડી તે હમણાંજ બહાર નીકળી પડશે.

એક ચમકારથી અંગેઅંગ રોમાંચ થઇ રહ્યાં છે. આંગળીઓમાંથી કલમ પડી જવા માગતી હોયને ! હાથમાં વિજળીનો ચમકાર !! આંખોમાં આંસુ તરવરી રહ્યાં છે. જાણે હું ધૂમાડાવાળી કોટડીમાં બેઠો હોઉંને !! શરીરના સાંધેસાંધામાં એક પ્રકારનું દર્દ !! બસ, હવે માત્ર પોણા ત્રણ કલાક જ બાકી છે. બસ, પછી તો હંમેશને માટે આરામ મળી જશે. એ સુખ તો વિચિત્ર હશે !!

લોક કહે છે 'પીડા! એતો કંઈ જ નથી.' વિજ્ઞાનમાં એવી કળા છે કે મરતી વખતે મને કશુંયે કષ્ટ ન થાય, શું સાચેસાચ એમ હશે ?

છ કલાકની આ પીડા ? આનાથી મૃત્યુનું દુઃખ વધારે હશે ? આ જે પળો વીતે છે તે મને તો લાગે છે કે વેદનાની અસંખ્ય સીડીઓ પાર કરતો કરતો મૃત્યુની તરફ હું દોડી રહ્યો છું. આ વેદના–આ પીડા તો છેક અસહ્ય થઈ પડી છે.

આમ છતાંયે આ કશું જ નથી ?

નસેનસમાંથી જાણે લોહી ચૂસ રહ્યું છે. છાતી પર જાણે ભારે પત્થર દાબી દીધો હોયને !! ઓહ ! શ્વાસ બંધ પડતો લાગે છે !!

હાય ! કેવી વેદના ! કોણ સમજશે–અને સમજાવશે પણ કોણ ? ફાંસી પછી જો એ ધડ વિનાનું માથું આવીને એ વેદના સમજાવી શકે તો વિજ્ઞાનની બધીએ કદર સાચી ઠરે.

આંખનો પલકારો કરવાની પણ ફુરસદ નહોતી. બધુંયે ખલાસ થઇ જશે !! એક મૂહુર્તમાં આટલું મોટું જીવન !! આ ટીખળી પ્રેક્ષકો, આ અસંખ્ય સિપાઇઓ ! એ બિચારા આ દર્દ કેમ સમજી શકે ? એ ભીષણ દોર એક મિનિટમાં ગળું દાબી દેશે, શરીરનું બધું લોહી ફરતું અટકી જશે. સમુદ્રની ગતિ રૂંધાવાથી જેમ તે રોષે ભરાઈ ફુલવા માંડે છે તેમ કંઇક વિઘ્ન નડશે તો આ અંતર બહાર આવવા માટે એક મહા દ્વંદ્વ મચાવશે. હાય અભાગીઆ ! એ ભીષણ દ્વંદ્વમાં જ બધો ખેલ ખતમ થઈ જશે. અંદરની સાથે બહારનો પ્રબળ સંગ્રામ ! આહ ! કેવો ભયંકર થશે ?

રાજાની વાત પણ બરાબર યાદ આવે છે. મનમાંથી આ ચિંતા કેમે કરી દૂર નથી થતી. બંને કાનમાં જાણે કોઇ કહી રહ્યું છે, " રાજા ? આ વખતે આજ શહેરના એક ખૂબ મહાન મહેલમાં શણગારેલા ઓરડામાં તે બેઠા છે. મારી માફક એમના દરવાજા પર પણ અસંખ્ય પેહેરેદારો પેહેરો ભરી રહ્યા હશે. ફેર શો છે? એ પ્રતિષ્ઠાના ઉચ્ચ આસને છે અને હું બિલકુલ નીચે છું. બસ, એટલોજ ફેર ! એમના જીવનનું પ્રત્યેક મુહૂર્ત કેટલું ગૌરવપૂર્ણ, મહિમાવાન અને ઉલ્લાસ ભર્યું છે ! ! ચારે તરફ પ્રેમ, ભક્તિ અને શ્રદ્ધા ત્યાં ભર્યા છે. એમની સામે કડક અવાજ ધીમો પડી જાય છે. તુમાખી ભર્યું માથું નમી પડે છે. એમની આંખોની સામેની સોનારૂપાની સામગ્રી આંજી નાંખે એવી છે. રાજસભાસદોથી વીંટળાએલા રાજસિંહાસન પર બેસી રાજા આજ્ઞા દે છે અને લોકો એનું પાલન કરે છે. કોઇવાર શિકાર, કોઇવાર વ્યસન, કોઇવાર નૃત્ય અને કોઇવાર ગીત ! ! માત્ર મોંમાંથી વાત નીકળવાનીજ વાર ! અસંખ્ય લોકો વિલાસની સામગ્રી ભેગી કરવા મંડી પડશે.

રાજા ! એ પણ મારી માફક લોહમાંસનો બનેલો જીવ છે. ક્ષુદ્ર મનુષ્ય, આ રાજા ! આમ છતાંયે એની કલમના એક શેરાથી જ મારી ફાંસી અટકી શકે છે. જીવન, સ્વાધીનતા, ઐશ્વર્ય, ગૃહ એ બધાંયે સુખોને પલક માત્રમાં મેળવી શકું છું. એમ પણ સાંભળ્યું છે કે આપણા રાજા દયાળુ છે. પણ તેમ છતાંયે મારો જીવ બચાવવામાં એમની દયાનો દુરુપયોગ થાય ! હાયરે ! દયાની મર્યાદા ! !

# ૨૨

બસ ! તો આવ, સાહસ ! મૃત્યુના ડરને ફગાવી દે. ડર ? શાનો ઉચાટ ? આવ, મૃત્યુ ! હું તારું હસતે ચહેરે સ્વાગત કરું, તને ખુશીથી ભેટી પડું. આવ, તું મિત્ર હો કે દુશ્મન હો ! બસ, આવીજા !

આંખો બંધ કરતાં જ જણાશે કે ચારે બાજુ ઉજ્જવલ પ્રકાશ ખીલી રહ્યો છે. મારો આત્મા એ પ્રકાશના હોજમાં સ્નાન કરવા જઇ રહ્યો છે. ઉંચે આનંદથી ભરેલું આકાશ અને તારલા જાણે એ શુભ્ર પ્રકાશના શરીર પર જાણે કાળા તલ હોયને ! ! મખમલના જેવા કોમલ આકાશ પર જાણે હીરાના ટુકડા વેર્યા હોયને ! પણ હાય ! એ વખતે તે મારે માટે આવી નહી રહે ! !

અથવા તો મને અભાગીઆને કદાચ જણાવે છે કે મારું માથાવિનાનું ધડ એ વિરાટ અંધકારમાં પડી રહ્યું છે અને કબરની ચારે બાજુ ભૂતપ્રેતનો ઉપદ્રવ મચ્યો છે. એ ફાંસીની હવા માત્રથી સંસારનો એક ભાગ છિન્નભિન્ન થઇ ગયો છે. અને એ બારામાંથી રાક્ષસનાં જૂથ ખૂબ લ્હેરથી એમાં ધૂસી રહ્યાં છે. ચારે બાજુ હાડકાંના ઢગલાના ઢગલા પડયા છે અને નીચે લોહીની નદી વહ્યાં કરે છે. માથાપર ઉંચે આકાશમાં પણ અંધારું છે. તારા તો જાણે આગના તણખા થઇ અહીંતહીં ઉડી રહ્યા છે.

મારા પહેલાં જેમણે ફાંસીના માંચડે પોતાનો જાન દીધો છે એ લોકો મારી વાટ જોતા હશે. એમના પડછાયા

હજીયે મને જણાય છે. લોહી–વિનાનો કંગાલ દેહ, બહાર નીકળી પડેલા ડોળા, સૂકાઇ ગયેલું ડાચું ! કેટલું ભયંકર છે. પ્રકાશ અને અંધકારની વચ્ચે ઉભાં ઉભાં એ ધીરે ધીરે કંઇક કહે છે. એમના મોંઢા પર હાસ્યનું તો ચિન્હ પણ જણાતું નથી. માત્ર એક ચિંતા ! અધીર ઉદ્વેગ છે !! બીજું કંઈ નજરે ચઢતું નથી. બીલા હોટલની પેલી નિર્મળ ઘડિયાળ મારી તરફ જોઈને અટ્ટહાસ્ય કરી મને મારી છેલ્લી ઘડીઓનું સ્મરણ કરાવે છે. સંસારમાં કંઇ પણ સાર નથી. એક રતીભાર કરુણાયે નહિ !

આવી આવી વાતો હૃદયમાં દ્વંદ્વ મચાવી રહી છે. એક મિનિટ પણ છોડતી નથી.

હાય ! આતે શું મૃત્યુ !! આ છે કોણ ? આત્માની સાથે એનો આવો વિરોધ કેમ ? એક જ સડાકે જ્યારે એ દેહને ધૂળ ચાટતો કરી દે છે ત્યારે મનનું આ ચેતન, અનુભૂતિ, આ પ્રેમ, સ્નેહ, દયા, આ સર્વવ્યાપી દશ્ય એ બધાનેયે ક્યાં અલોપ કરી દે છે ? પૃથ્વી–આ કઠોર પૃથ્વીને શું આટલી પણ દયા નથી ? શું એનામાં એટલી શક્તિ નથી કે મૃત્યુનો જય કરી પોતાના જ ઘડેલા જીવોનું રક્ષણ કરે ? ભગવાન ! તારી આ સૃષ્ટિલીલા કેવી વિચિત્ર છે ! એનું રહસ્ય પણ કેટલું નિષ્ઠુર છે !! આ કેવા નિર્મમ ખેલ છે !!

## ૨૩

એકવાર નિદ્રાદેવીનું આવાહન કરવા બિછાના પર સુઈ

ગયો હતો. બધુંયે લોહી જાણે માથે આવીને બાઝી ગયું હોયને ! બસ ! જીવનમાં આજ મારી છેલ્લી નિદ્રા હશે !!

સ્વપ્ન જોયું !

શાંત ગંભીર રાત ! બે મિત્રાની સાથે દિવાનખાનામાં હું બેઠો હતો. પાસેના ઓરડામાં સ્ત્રી સૂતી છે. મેરી એની છાતી સરસી પડી છે.

ખૂબ ધીરે ધીરે વાતો કરતો હતો કે જેથી કોઇ જાગી ન જાય અથવા તો ભડકી ન ઉઠે. અચાનક એક અવાજથી ચમકયો, જોવા માટે ઉઠયો. જરૂર ચોર આવ્યા છે.

ચારે બાજુ શોધી વળ્યો. કોઇ નથી—કોઈનું કંઇ ચિન્હ પણ નહી.

ચીમનીની પાછળ પેલું શું છે ? કોણ એ ?

એક સ્ત્રી !! છૂટાવાળ મોઢાની ચારે બાજુ વીખરાયેલા છે અને મોઢાપર જરા સખ્તાઇ જણાતી. અને આંખો બંધ હતી. મેં પૂછયું, " તું કોણ છે ? "

એણે કંઈ જવાબ ન દીધો. અમે કહ્યું, " જલ્દી કહે કે તું કોણ છે ? " તોયે એ તો ચૂપ જ રહી ! આંખો પણ બંધ જ ! મિત્રે કહ્યું, " એના મોં પર અજવાળું ફેંકો. " મેં દીવો ઉપાડી એના મોં તરફ ધર્યો. તોયે ચુપ ! મેં કહ્યું, " બોલતી કેમ નથી ?" તો પણ ન હાલે કે ન ચાલે ! અમે કંટાળ્યા. અરે રામ ! આ આફત કયાંથી આવી પડી ?

મિત્રે કહ્યું, " પ્રકાશ હજીયે એની પાસે લઈ જાઓ. " હું દીવાને છેક એની આંખો આગળ લઇ ગયો. એણે આંખો ઉઘાડી નાખી. ઓહ ! કેવી તીણી નજર ! મેં આંખો મીંચી

દીધી. એ સાથેજ હાથમાં કંઈ બળતરા થવા માંડી. આંખો ખોલીને જોઉં છું તો કેદખાનું. મારી પથારીની સામે જ આચાર્ય ઉભા છે.

મેં પૂછયું, "શું હું ખૂબ ઉંઘ્યો ?" એમણે કહ્યું, "હા, એક કલાક તો ખરો જ. તમારી કન્યાને–મેરીને–હું લાવ્યો છું. મળવું છે કે નહી ? તમને જગાડવાનો પ્રયત્ન એણે કર્યો હતો. ત્યારે તમે ના જાગ્યા. પછી એણે મને બોલાવ્યો. તમારી કન્યા મેરી—"

હું એકદમ બૂમ પાડી ઉઠયો. "મેરી ! મારી દીકરી મેરી ! કયાં છે એ ? મને જલ્દી બતાવો ! લાવો ! એને મારા ખોળામાં આપો. હું એને જરા છાતી સરસી ચાંપી લઉં."

## ૨૪

મેરી ! એનો રંગ તો ગુલાબના ફુલ જેવો. લીલી દ્રાક્ષ જેવા તો મૃદુ એના હોઠ ! અહા ! મારી ! પ્રિય મેરી !

કાળા પોષાકમાં એ કેટલી સુંદર લાગતી હતી ? મેં એને મારા ખોળામાં લઈ લીધી. ગાલ પર હજારોવાર ચૂમી લીધી. અચંબા સાથે તે મારા તરફ જોઈ રહી હતી. આંખોમાં કેવોયે ભાવ જણાતો–કેવો કડક ભાવ ! ! વચ્ચે વચ્ચે ઓરડાના એક ખૂણામાં ઉભી રહેલી આયા તરફ જોતી હતી. આયા રડ્યા કરતી હતી.

મેરીને ઠીક કરી મેં મારી છાતી સરસી ચાંપી ભરાયેલ કંઠે કહ્યું, "મેરી, મારી પ્રિય મેરી !"

ખૂબ ધીમેથી મને એક ધક્કો મારી એણે પોતાનું મોઢું ખસેડી લીધું અને બોલી, "આહ ! આપ મને છોડી દોને ?"

"આપ !"

લગભગ એક વર્ષ પછી આ મેળાપ. એ એક વર્ષમાં મેરી મને ભૂલી ગઇ ?

મારી વાતો, મારું મોઢું, મારાં લાડ, એ બધુંએ એના મનમાંથી ક્યાં ઉડી ગયું ? પરંતુ એમાં એનો શો અપરાધ ?

મારી આ મોટી મૂછો, જટાજૂટ જેવા વાળ, કેદીનો પોષાક, રૂંધાયેલો અવાજ—અરે ! એ તે મને કેમ ઓળખી શકે ?

એ મને સંભારશે એ આશાથી કંઇક શાંતિ પામતો—તે પણ આજ મને ભૂલી ગઈ છે. હાયરે ! મારાં નસીબ !!

આજ હું એનો "બાબા" રહ્યો નથી. પોતાની પુત્રીને મોઢેથી પિતૃ–સંબોધન ! એના ફુલની પાંખડી જેવા હાસ્યમય મુખમાંથી એ મધુર સંબોધન "બાપુ !" અહા ! આજ મારે માટે એ પણ રહ્યું નથી !!

કેવો ભયંકર અભિશાપ !!

જીવનની આ ક્ષણોમાં જો એક વાર—ફકત એક જ વાર એ સંબોધનને બદલે મને તે પોતાને મોઢે બોલાવે—એના બોલાવવાનો મધુર અવાજ બસ એક ક્ષણ પણ સાંભળી લઉં તો ચાલીસ વર્ષનું મારું જીવન હસતાં હસતાં છોડું.

"મેરી !' એના બંને હાથ મારા હાથમાં દાબી મેં કહ્યું, "મારી પ્રિય દીકરી મેરી ! શું મને નથી ઓળખતી ?"

પોતાની ચમકતી આંખો ઉંચી કરી સ્હેજ ચીઢાઇને તે બોલી, "નહી !" મેં કહ્યું "જો ! બરાબર જો તો ખરી કે હું કોણ છું !"

એણે કહ્યું. " તમે કોણ છો તે મને શી ખબર ? કોઇ ભલા માણુસ હશો. " કેવો સ્પષ્ટ એનો અવાજ હતો ! !

હાય ! સંસારમાં જેનું મલકમલક જોવા માટે બધુંયે કરી છૂટું તેનાજ મોઢેથી આ શું સાંભળું છું ? એની આંખોમાં આ કેવો ભાવ ?

મેં પૂછ્યું, "મેરી ! તારે પપા છે ?"

એણે કહ્યું, " હા, કેમ ?

મેં કહ્યું, " એ કયાં છે ? "

મારી તરફ જોઇ તેણે કહ્યું, " તમેજ કહો જોઈએ ! "

હાય ! મારી પ્યારી દીકરી ! હાયરે ! પીડિત પિતૃ-હૃદયની વ્યાકુલતા ! મેં ફરીથી પૂછ્યું, " એ કયાં છે ? "

મેરીની આંખે ઝળઝળીયાં આવ્યાં ! એણે રૂંધાતે અવાજે કહ્યું, " સ્વર્ગમાં ? "

મેં કહ્યું, " સ્વર્ગમાં ? એ સ્વર્ગ કયાં તે તું જાણે છે, મેરી ! એનો અર્થ શો છે તે તને ખબર છે ? "

મેરીની આંખોમાંથી આંસુ ટપકતાં હતાં એ મેં લૂછી નાંખ્યાં. મેં કહ્યું, "મેરી, એકવાર ભગવાનનું સ્મરણ કર." એણે કહ્યું, " નહી; મહાશય, આવે ખરે બપોરે કામ વિના એમને શું કામ સતાવીએ ? ઠીક, સાંજને વખતે હું બંદગી કરીશ. "

મારા ચિત્તમાં વ્યાકુલતા વધતી જતી હતી. આ છોકરી-આ મેરી મારીજ પુત્રી છે. હાય ! આજે એ મારી નથી રહી. આજે હું એનાથી કેટલોયે દૂર છું ! ! નહી-નહી ગમે તેમ હોય. એને સમજાવું કે હું જ એનો " બાબા " છું.

સ્વર્ગમાં નહી, નરકમાં નહી, પણ એની સામેજ અને જેલની અંદર આ હુ ફાંસીને માટે તૈયાર થઇ બેઠો છુ તે.

મેં કહ્યું, " મેરી, તું ઓળખતી નથી. હુંજ તારો પિતા છું."

જાણે કંઇક ભારથી એણે જવાબ દીધો—" નહી."

મેં કહ્યું " પ્રિય પુત્રી ! મને કેમ ભૂલી ગઇ ? જો ધરાઇને જો, પેલે ઘેર ગુલાબના કયારા પાસે બેસી હું તને વાતો કહેતો-પરીની ને શીયાળની ને એવી એવી બધી."

મેરીના મુખને મેં ફરીથી છાતી સરસું ચાંપ્યું.

મેરીએ કહ્યું, " આહ ! છોડી દોને ! વાગે છે !"

મેં એને મારા ઢીંચણ પર બેસાડી પૂછ્યું, " વાંચી શકે છે ને ?"

" હા."

એક ચોપાનીયું ખોલી મેં એની સામે મૂકયું, એ વાંચવા માંડી " પ્રાણ દંડનો હુકમ—"

અચાનક મેં કાગળ છીનવી લીધો. ચોપાનીયું તે પોતાની પાસે લાવી હતી. છાપાવાળાઓએ મારી ફાંસીની ખબર મોટા મોટા અક્ષરોથી છાપી હતી કે જેથી કોઇની નજર એ જોતાં ચૂકે નહિ અને આટલો મહાન પ્રસંગ જોવા પ્રેક્ષકોનાં ટોળેટોળાં ઉભરાય.

મારા મનના ભાવો શાહીના લેખનમાં વ્યક્ત કરી સમજાવવા હું અસમર્થ છું, મારી આ દશા જોઈ બીકથી મેરી રડવા લાગી. એણે કહ્યું, " લાવો મારું છાપું લાવો. મારે હોડી બનાવવી છે."

આયાના હાથમાં છાપું પાછું આપીને મેં કહ્યું, " આ લઈ જા અને ઘેર જઈ કહેજે કે........" એની આ-ગળ કશું જ કહી ના શકયો. શું સંદેશો પાઠવું ? બારી પાસે એક ખુરસી પર બેસી ગયો. આંખોને બંને હાથ વડે ઢાંકી દીધી. મસ્તકમાં લોહીનો પ્રવાહ ભયંકર રીતે ખળભળી રહ્યો હતો.

કયાં છે એ યમલોકના ભયાનક દૂત ? આવવા દો, હવે શું છે ? સંસારમાં મારું કોઇ જ નથી. જીવવાની હવે ઇચ્છા પણ નથી. જે સાંકળથી હું સંસાર સાથે બંધાયેલો હતો તે સાંકળ તો તૂટી ગઇ. પછી હવે આ માયા–મમતા શા માટે ?

## ૨૫

આચાર્યના હૃદયમાં પણ દયા છે. કારાધ્યક્ષ પણ કંઇ પત્થરનો માણસ નથી. આયા જ્યારે મેરીને લઇ જતી હતી ત્યારે એમની આંખમાંથી પણ અશ્રુબિંદુઓ ટપકી પડયાં !

ખલાસ ! હવે બધુંયે ખલાસ ! ! ફકત હિંમત અને બલ ! રસ્તે છૂટી પડતી જનતા ! ફાંસીના માંચડા પાસે જવું ! ત્યાર બાદ કયાં સંસાર રહેશે ને કયાં હું રહીશ ? ?

કોઇ હસશે, કોઇ આનંદથી તાળી વગાડશે, કોઇ કિકિ-યારીઓ કરશે ! કોને ખબર છે કે આ પ્રેક્ષકોમાંથી કેટલાયે માણસો હું જે રસ્તે આજ જઇ રહ્યો છું તે જ પંથના મુસાફર નહી બને ? ? આજ તો આ બધા મારો તમાશો જોવા આવ્યા છે. એક દહાડો એમાંથી જ કોઈ નહી તો કોઇ બીજા કેટલાનેયે તમાશો દેખાડશે !

" મારી પ્રિય મેરી !"

ના, ના, એ તો આયા સાથે જતી રહી. ગાડીની બારીમાંથી તે આ પ્રેક્ષકોની ભીડને જરૂર જોશે. એને થશે કે આ કંઈક તમાશો થઈ રહ્યો છે. આ " ભલા માણસ " નો એને ખ્યાલ પણ નહી આવે. એ "ભલા માણસ"ને જોવા માટે જ આ તમાશો ગોઠવાયો છે એની એને ખબર નહી હોય, અને એ "ભલો માણસ" બીજો કોઇ નહી પણ એનો જ સ્વર્ગવાસી " બાબા" છે.

એને માટે હું લખી જઇશ. એકાદ દિવસ તે વાંચીને જરૂર સમજશે. પંદર વર્ષ પછી એ આજની આ ઘડીનો વિચાર કરી રડશે.

હાં, મારી બધીએ વીતીની અથેતિ એને માટે લખતો જઇશ. બધીયે વાતો લખીશ. આ દેશની છાતીએ મારું નામ આજ લાલ અક્ષરે લખાય છે. એ બધુંયે એમાં લખીશ.

# ૨૬

## ભિલા હોટલના ઓરડેથી–

ભિલા હોટલ?...હું હવે અહીં આવી ગયો છું. એ સ્થાન મારી બારીની નીચે જ છે. ખૂબ માણસો એકઠાં થયાં છે. કોઇ કિકિયારી કરે છે તો કોઇ સીટી વગાડે છે તો કોઇ વળી હસ્યાં કરે છે.

લાલ રંગના પેલા થાંભલાને જોઇને મારી છાતી ધ્રૂજી રહી છે. બધા પેલા કોણ આવે છે? કદાચ વખત થઇ ગયો હશે, હવે વાર નથી.

આખુંયે શરીર કંપી રહ્યું છે. ૭ કલાકથી–અરે! ૭ માસથી જે વાતના ઉચાટ કર્યા જ કરું છું, એ ઘડી હવે આવી પહોંચી. પણ કેટલી જલ્દી! મને એમણે એક નાની કોટડીમાં લાવી ઉભો રાખ્યો. બારીમાંથી આકાશ દેખાતું હતું.

ચારે બાજુ કુવા જેવું છે. હું ખુરશી પર બેસી ગયો. કોટડીમાં બીજા ત્રણ ચાર માણસ હતા. આચાર્ય પણ હતા. એકદમ મારા વાળમાં લોઢાનો ઠંડો સ્પર્શ થયો! કાતરનો અવાજ! વાળના ગુચ્છા મારા પગ આગળ પડવા માંડ્યા. આજુ બાજુ બધા ગુસપુસ કરી રહ્યા હતા. દાઢી પણ બોડાવી નાંખી.

આંખ ઉંચી કરતાં જણાયું કે સામે જ કાગળ અને પેન્સિલ લઈ એક માણસ સવાલો પૂછી રહ્યો હતો. સમજ્યાને ? એતો છાપાંઓના પ્રતિનિધિ ! કાલનાં છાપાં માટે " મેટર " ભેગું કરે છે. છાપાંવાળાઓને લ્હેર છે—ખબર ખૂબ જબ્બર છે.

બે પેહેરેદારોએ આવી મારો હાથ પકડ્યો. હું આચાર્યની પાછળ પાછળ ચાલ્યો.

બહારનો દરવાજો ઉઘડી ગયો.

લોકની ઠઠ જામી હતી. ચારે બાજુથી અવાજ આવ્યો. ' એ જ, એ જ, પેલો છે મારી ચારે બાજુ સિપાઇ ચાલી રહ્યા છે. રાજાની માફક ઠાઠમાઠથી મને લઇ જાય છે; વાહ—વાહ ! ખૂબ કરી !

કોઇએ કહ્યું, " નમસ્કાર !" કોઈ બીજો અવાજ આવ્યો, " જયજય !"

એક સ્ત્રીએ કહ્યું, " હાય, બિચારો !"

એક માણસે કહ્યું, " ટોપી ઉતારો—માન દર્શાવો. "

મને હસવું આવ્યું. હાય ! આ બધા ટોપી ઉતારે છે મારે ધડથી માથું ઉતારવું પડશે ! ! ·

આચાર્યના હાથમાંથી *ક્રોસ લઈને છાતીપર લગાડ્યો આંસુ સાથે ગદગદ કંઠે હું બોલ્યો, " ક્ષમા કરો ભગવાન્ ! તું જ પાપતારણ છે—દુઃખીનો બેલી છે. "

---

* ખ્રિસ્તીઓનું ધર્મ ચિન્હ.

સ્ત્રીઓની કરુણ ચીસોનો અવાજ કાનપર અથડાયો. મારી યુવાન અવસ્થા જોઈ એમને બહુ દુઃખ થતું હતું.

ચોકદમ હું કંપી ઉઠયો. સામેજ ફાંસીનો માંચડો !!

ટનન્ ટનન્-ચાર વાગી રહ્યા છે.



વસંત પ્રી. પ્રેસ : અમદાવાદ

કવર: ગ્રીનીચ પ્રીં વર્કસમાં છાપ્યું, અમદાવાદ.